દિવાન બહાદુર

# કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# ગ્રંથ-સંગ્રહ

પૂર્ણ યોગનો

# ભક્તિયોગ

શ્રીઅરવિંદ

અનુવાદક
અંબાલાલ પુરાણી

પ્રકાશક
શ્રીઅરવિંદ કાર્યાલય • આણંદ

# અ નુ ક્ર મ ણિ કા

•

# પ્રસ્તાવના

ભક્તિયોગ તો સૌથી સહેલો યોગ: કલિયુગમાં તો ભક્તિ જ ભગવાનને મેળવવાનો માર્ગ : આવો વિચાર, કાંઈક અંશે સકારણ, પ્રચલિત છે. પરંતુ સહેલાઈ ને મુશ્કેલી એ બન્ને આખરે તો સાપેક્ષ જ હોય ને ?

જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રિમાર્ગ વચ્ચેનો સંબંધ પૂર્ણ-યોગના બીજા ખંડોમાં તેમ જ આ ખંડમાં પણ ચર્ચેલો હોવાથી અહીં તેની પુનરુક્તિ કરવામાં આવતી નથી.

માનવ સુખની શોધ કરે છે. અને એ શોધમાં પોતાની ઇચ્છાઓનો સંતોષ, મહત્ત્વાકાંક્ષાનું પોષણ અને તેની સફલ સાધના વગેરેથી માનવ "સુખ" પ્રાપ્ત કરે છે એમ દેખાય ભલે, પરંતુ વાસ્તવિક સુખ એ માર્ગે મળતું નથી એ એટલો તો સુવિદિત અનુભવ છે કે એનો પુરાવો આપવાની જરૂર રહેતી નથી. ભોગથી—કહેવાતાં સુખોથી—તો માનવ કંટાળે છે, થાકે છે; દુ:ખ, શોક, વ્યાધિ, કલહ, નિરાશા, જરા અને છેવટે મરણ એ પ્રમાણેની નિયમસર ગોઠવાયલી અનુભવ પરંપરા તેને મળે છે.

જ્યારે જીવનનાં સામાન્ય સુખભોગો છોડીને માનવ પ્રભુ પ્રત્યે વળે છે ત્યારે પણ તે સુખની આશા કરે છે અને વ્યાજબી રીતે કરે છે. ભક્તિનો આશ્રય લઈને જ્યારે માનવ પ્રભુ પ્રત્યે જાય છે ત્યારે તે પોતાના સર્વ ભાવોને, સર્વ માનુષી સંબંધોને પ્રભુ પ્રત્યે વાળે છે. એ પ્રમાણે ભાવોને ભગવદ્-અભિમુખ કરવાથી માનવને આધ્યાત્મિક પ્રગતિ કરવામાં ઘણી સરળતા થઈ જાય છે એ ખરું, પરંતુ એ સરળતા મુશ્કેલીઓ વિનાની હોતી નથી એ ઘણી વાર

વીસરી જવાય છે. દાખલા તરીકે, ઘણાં લોકોને મતે ભક્તિનો સાર એટલે ભગવદ્-નામ-સ્મરણ. પરંતુ વ્યવહારની અંદર એનો ઉપયોગ જોઈએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે ઘણી વાર તો નામ-સ્મરણ એટલે કેવળ યાંત્રિક મુખપાઠ જ હોય છે. મોટે ભાગે એ ક્રિયા કરતી વખતે અંતઃકરણની જે પ્રભુ ઉપર એકાગ્રતા અને એકરસવૃત્તિ જોઈએ તે ગેરહાજર હોય છે: પ્રભુ સાથે હૃદયનો સજીવ સંબંધ જોઈએ તે હોતો નથી. વળી કેટલીક વાર તો નામસ્મરણ જે ઉપાય – સાધન – માત્ર છે તે લક્ષસાધ્ય બની રહે છે.

આમ પરંપરાગત ભક્તિયોગમાં અનેક વાર બનતું જોવામાં આવે છે. એ યોગની પ્રણાલીનો આશ્રય લઈને સાધકો આધ્યાત્મિક જીવનની કાંઈક પ્રગતિ તો સાધી શકે છે એ સાચું છે, પરંતુ થોડા સમય પછી ઘણાખરા અટકીને ઊભા રહે છે અને કેટલાક તો પતનને પણ પામે છે. આવું કાંઈ ભક્તિયોગમાં જ બને છે એમ નથી. બધા યોગમાં એ પ્રમાણે બનતું જોવામાં આવે છે. ફક્ત, ભક્તિયોગમાં એવી ઘટના બીજા યોગોના કરતાં વધારે વાર બનતી જોવામાં આવે છે.

એ પ્રમાણે થવામાં મૌલિક મુશ્કેલી માનવના સ્વભાવની જ હોય છે. જીવનની સામાન્ય ઘરેડમાં ગંતોષ શોધતો, કામનાઓથી જીવનમાં પ્રેરાઈ રહેલો, અને 'અહં'ની આજુબાજુ ફરતો, માનવ-પ્રાણ બે જ અવસ્થાઓ જાણતો હોય છે: કાં તો સંપૂર્ણ ત્યાગ, યા તો ભોગ. આપણા દેશમાં આધ્યાત્મિકતાની ગતિ પણ પ્રાણના એ બે છેડાઓની વચ્ચે ફરતા લોલકની પેઠે થયેલી જણાય છે. એક બાજુ બુદ્ધ ભગવાન અને શંકરાચાર્યથી માંડીને ઠેઠ વૈષ્ણવ

અને તંત્ર-માર્ગ* સુધીના સઘળા સાધનપથો જીવનના ઐકાંતિક ત્યાગથી આરંભીને દિવ્ય ભોગ સુધીની સ્થિતિમાંથી પસાર થયેલા છે.

એ બધા ય માર્ગોમાં સર્વાનુમતે સ્વીકારાયલો સિદ્ધાંત એ જણાય છે કે આધ્યાત્મિક જીવન અને પાશવ કામનાઓને વશ જીવન — એ બેની વચ્ચે બનાવ હોઈ શકે જ નહિ. અને છતાં પ્રાણશક્તિની ગહન મોહિની એવી અજબ છે કે સંન્યાસપ્રેરિત આધ્યાત્મિક સાધન માર્ગોમાં પણ તેણે પોતાનું ઘર સફળતાથી કરેલુ જણાય છે. શંકરાચાર્યોએ પણ ગાદીઓ સ્થાપી છે, તેઓ પણ મિથ્યા અને માયા ગણાતા ધનને ખાતર યવન રાજકર્તાઓની કચેરીઓએ ચઢયા છે! જ્યાં સંન્યાસવૃત્તિ પૂરેપૂરી સફળતા મેળવે છે ત્યા મોટે ભાગે પ્રાણની શક્તિ જ કુંઠિત થઈ ગયેલી જોવામાં આવે છે અશક્તિ અને ઉચ્છેદ એ આધ્યાત્મિકતાનાં તત્ત્વો ન હોઇ શકે. વળી, પ્રભુને ખાતર જીવનને સ્વીકારનાર વૈષ્ણવમાર્ગમાં તો પ્રાણની અધમ વૃત્તિઓને સફળતા મેળવવી સહેલી પડે છે. પ્રભુને ખાતર જીવનનો સ્વીકાર કરનાર સાધક અંતે જીવનની અવિદ્યાશક્તિનો – અજ્ઞાનનો – પણ સ્વીકાર કરતો થઈ જાય છે, અને ખૂબી તો કેટલીક વખત એ હોય છે કે પોતાની અધમ વાસનાઓને પોષતો તે પ્રભુમય જીવન ગાળી રહ્યો છે એવુ પોતાની જાતને મનાવી પણ શકે છે!



*નીતિ અનીતિ, શુભ અશુભ, પાપપુણ્ય વગેરે માન્યતાઓથી પર, નિરપેક્ષ બ્રહ્મની મુક્તિને આચરણના સ્વચ્છંદમા વ્યક્ત કરવાનો દાવો કરતો દત્તાત્રય – અવધૂત માર્ગ અને ઘૃણા ઉપજાવે એવા સાધનોનો આશ્રય લઇને જીવનની પૈશાચિક વૃત્તિઓવડે સિદ્ધિ મેળવવા મથતો, તંત્રનો ભાગ હોવાનો દાવો કરતો અઘોર માર્ગ પણ આમા આવશે.

પરંતુ વૈષ્ણવ અને તંત્રમાર્ગમાં શા માટે જીવનનો સ્વીકાર કરવામાં આવેલ હતો ? એ પ્રશ્નનો ઉત્તર ગોપવતાં આપણને માલૂમ પડે છે કે સ્થૂલ, પાર્થિવ ભૂમિકાને પ્રભુનો આવિર્ભાવ કરવાના સાધન તરીકે તેઓ સ્વીકારે છે તેજ કારણે તેમણે જીવનનો સ્વીકાર કરેલો. પરંતુ પ્રશ્ન એ છે કે વૈષ્ણવ અને તંત્ર માર્ગોએ સમગ્ર જીવનનું દિવ્યજીવનમાં રૂપાંતર કરવામાં સફળતા મેળવી હતી ખરી ? યા તો, પ્રખર ત્યાગવૃત્તિ જીવનનો કોયડો ઉકેલી શકી હતી કે ? ધાર્મિક ઉત્ક્રાંતિનો અને સાધના પ્રણાલીઓનો વિકાસ તપાસતાં આપણને જણાય છે કે બન્ને માર્ગોને માનવપ્રકૃતિના રૂપાંતર જેવું કાંઈક સ્થાપન કરવા માટે માનવપ્રાણની શુદ્ધિ કરવી ઉચિત લાગી હતી ખરી. તેમણે પ્રાણની કેટલીક વાસનાઓનો ત્યાગ આવશ્યક પણ ગણ્યો હતો. ઉદાહરણ તરીકે, તેમણે કામવાસનાનો અસ્વીકાર કર્યો હતો. પરંતુ વૈષ્ણવ માર્ગમાં તથા તંત્રમાં સાધકને આધ્યાત્મિક "સખી" અને "શક્તિ" તરીકે સ્ત્રી-સાહચર્યની રજા હતી. પરંતુ એ સાહચર્ય પાશવ વાસના વિનાનું હોવું જોઈએ એવી તેમની માગણી હતી.

પરંતુ એનું અંતિમ પરિણામ શું આવ્યું ? એ મતના અનુયાયીઓ પ્રાણની વાસનાના હુમલાના ભોગ થઈ પડ્યા અને ધર્મના એ વિભાગમાંથી મૂળ પ્રવર્તકનો ઉદ્દેશ લુપ્ત થયો. ભાગવત જીવનને ઠેકાણે પાશવ જીવન સ્વીકારાયું ! અને એ પણ સમજવું સહેલું છે કે પાશવ વાસનામય જીવનનું અધોમુખ, સતત આકર્ષણ,— સર્વવિજયી ગુરુત્વાકર્ષણના બળની પેઠે, સાધકોને પોતાના પ્રત્યે કેવી રીતે ખેંચી ગયું ! શા માટે તેઓ એ અધોમુખ વિનિપાતને અને એ અપ્રતિહત આકર્ષણને અટકાવી શક્યા નહિ ? કારણ

સ્પષ્ટ છે. એ અધોમુખ પ્રકૃતિની સામે સફળતાથી થઈ શકે એવી દિવ્યશક્તિ,–એવી ચૈતન્યની અવસ્થા,–તેમણે પ્રાપ્ત કરી નહિ હોય. તેમ હોત તો તેઓ નિષ્ફળ ન થાત. જો પ્રકૃતિ સમસ્તમાં સાચી આધ્યાત્મિક શક્તિનુ અવતરણ કરાવ્યું હોય તો તે શક્તિ એ અધોગામી આકર્ષણને અટકાવે એટલુ જ નહિ પરંતુ તેના ઉપર અજય્ય વિજય મેળવે. એવી દિવ્યશક્તિ તો એ નિમ્ન વાસનાઓનુ રૂપાંતર કરી શકે, તથા અજ્ઞાનભરી દશામાં માનવના પ્રાણુ જે ખોટે માર્ગે પોતાનો સતોષ શોધી રહ્યા હોય છે તેને ઠેકાણે તેમને વાસ્તવિક, દિવ્ય સતોષ તથા સાર્થકતા પણુ પ્રાપ્ત કરાવી શકે પરતુ એ દિવ્ય શક્તિ માનવની ઉચ્ચમાં ઉચ્ચ મનોમયતાથીયે ઘણી પર હોય છે અને તેને વિરલ સિદ્ધો જ પ્રાપ્ત કરી શકેલા જણાય છે ત્યા સુધી મનોમય ભૂમિકાથી પર રહેલ વિજ્ઞાન — સત્ય, ઋત અને બૃહત — ની ભૂમિકામા રહેલી દિવ્ય, આધ્યાત્મિક શક્તિને માનવ પ્રાપ્ત કરતો નથી ત્યા સુધી નિમ્ન પ્રકૃતિનુ બળવાન સુઆકર્ષણુ તે સફળતાથી અટકાવી શકતો નથી આ પ્રમાણે કોઈ પણુ પ્રકારની આધ્યાત્મિક પ્રગતિની દૃઢ સ્થાપના કરવા માટે,— શુદ્ધ ભક્તિયોગના અનુસરણુમા પણુ — મનોમય ભૂમિકાથી પર રહેલી દિવ્યશક્તિની પ્રાપ્તિ અને તેનુ અવતરણુ આવશ્યક બને છે

અને ઉપર જણાવેલી અગત્ય જ્યારે ભક્તિમાર્ગનો કે તત્રની પ્રગતિનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે વધારે સ્પષ્ટ થાય છે ભક્તિની શરૂઆતમા તો આતર ચૈતન્યમા, યા તો, આતર ચૈતન્યવડે ભગવાનની પ્રાપ્તિ થતી હોવાથી ઘણો આનદ મળે છે અને એક પ્રકારની સાર્થકતા પણુ દેખાય છે. પણુ અતરાત્મા

ગમે તેટલો ઉચ્ચગામી હોય પરંતુ જ્યાં સુધી માનવના પ્રાણ તેમની સામાન્ય ઘરેડમાં જ ચાલતા હોય છે ત્યાં સુધી કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક પ્રાપ્તિ ચિરસ્થાયી નીવડી શકતી નથી. તેની થોડી ઘણી શુદ્ધિ કરવાનાં અને તેની મૌલિક વાસનાઓ કે વૃત્તિ-ઓ સાથે રમત રમવાનાં, યા તો બાંધછોડ કરવાનાં પરિણામો ઘણાં જ નિરાશાજનક અને ભયકર પણ નીવડેલાં છે. અને, જો એ રીતનું અનુસરણ કરીએ તો, આપણે પાછા હતા ત્યા ને ત્યાં આવી રહીએ છીએ. જેની જરૂર પ્રાણોને છે તે રૂપાંતર છે,— થોડી ઘણી સુધારણા કે શુદ્ધિ માત્ર નહિ.

અહીં આ ખંડમાં ભક્તિનું જે નિરૂપણ કરવામાં આવ્યુ છે તેનો સંક્ષેપમાં સાર આપવો અનુચિત નહિ ગણાય. પ્રચલિત વૈષ્ણવ ધર્મમાં સર્વે માનુષી સંબધોને પ્રભુ પ્રત્યે પ્રેમપૂર્વક વાળ-વાનો પ્રયાસ કરવા ઉપર ભાર દેવામા આવે છે. ભક્તિના મુખ્યત્વે બે પ્રકારો છે — ૧. રાગાત્મિકા યાને અહૈતુકી, ૨. વૈધી યાને હૈતુકી. આપણે માનસશાસ્ત્રની દૃષ્ટિએ તેના નીચે પ્રમાણે ત્રણ વિભાગ પણ કરી શકીએ — ૧. મનોમય ભૂમિકા ઉપરની, ૨. પ્રાણની, ૩. ચૈત્ય-ભૂમિકાની યાને અતરાત્માની.

મનોમય ભૂમિકામાં ઉદય પામતી ભક્તિ રાગાત્મિકા કે હૈતુકી બેમાંથી કોઇ પણ પ્રકારની હોઈ શકે. જેમનામાં એ ભક્તિ જાગે છે તેઓ પોતાના ઇષ્ટ પ્રત્યે તેની બુદ્ધિને ખાતર ઘણુ માન ધરાવે છે: તેઓ પોતાના ઇષ્ટ પદાર્થની કે દેવની જ્ઞાનશક્તિ પર માન-સિક રીતે મુગ્ધ થાય છે. પરતુ કેવળ માનસિક મુગ્ધતા, કદર યા તો ભક્તિ પણ, સાચા ભક્તિયોગને માટે પૂરતી નથી. આનો અર્થ એમ નથી થતો કે ભક્તમાં માનસિક ભક્તિ, કદર વગેરે

હોવાં ન જોઈએ. પરંતુ એનો અર્થ એ થાય છે કે કેવળ એ જ પ્રકારની ભક્તિ હોય તો ભક્ત અને ભગવાન વચ્ચે કેવળ માનસિક સંબંધ જ સ્થાપન થાય. એટલેથી સમગ્ર અંતરાત્માને ભાગ્યે જ સંતોષ થઈ શકે છે.

વળી, એ મનોમય ભક્તિની બીજી એક ખામી એ પણ છે કે, જ્યારે તેના ઉપર દિવ્યજ્ઞાનની જ્યોતિનો પ્રકાશ પડતો નથી હોતો ત્યારે, માનવમન પોતાનાથી પર રહેલા એવા ભગવાનના દિવ્ય સત્યનો સ્વીકાર કરે છે ખરુ, પરંતુ તેમ કરતાં પણ તે પોતાની શરતો મૂકે છે! તે મનસાતીત સત્ય પાસે એવી માગણી કરે છે: "મારી તુલના શક્તિને, મારી બુદ્ધિને, મારા અભિપ્રાયોને સંતોષે તે સત્ય જ ખરુ, તે જ સ્વીકાર્ય, બાકીનુ નહિ" એટલે કે, તે મનથી અગોચર સત્યને પોતાના માનસિક ચોકઠાઓમાં રજૂ થવાનો આગ્રહ કરે છે.

પ્રાણમય ભક્તિ તો "આપો," "મને આપો"—"મને આ આપો." એમ માગણીનુ બૂમરાણ મચાવે છે. પ્રાણમય ભક્તિ ભગવાન પાસે **પોતાની** શરતો મંજૂર કરાવવાનો આગ્રહ કરે છે. આ ભક્તિ ઘણે ભાગે હેતુકી,– આર્ત – અર્થાર્થી, સકામ હોય છે. ભગવાનને તે સમર્પણ કરે તો પણ તે બિનશરતી કે નિરપેક્ષ રીતે નહિ. તે કહે છે, "ભગવાન, તુ આવો મહિમામય છે, તુ આવો દિવ્ય છે—હુ તારી ભક્તિ કરું છુ"—"તુ મને મહાન બનાવ"—"તુ મારી અમુક ઇચ્છા પૂરી કર"—"મને અમુક પદાર્થ આપ"—"મને મહાન યોગી બનાવ" વગેરે વગેરે.

વળી, પ્રાણની ભક્તિમા બીજી મુશ્કેલી એ પણ હોય છે કે તે ભગવાનની દિવ્યશક્તિને પોતે તૈયાર કરેલા એવા, યા તો,

પોતાને પસંદ હોય એવા બધારણમાં કે ચોકડામાં જ પ્રકટ થવાનો પ્રાણ આગ્રહ કરે છે પોતાની યોજનાઓમા ભગવાનની શક્તિને વાપરવાનો દુરાગ્રહ તે સેવે છે તે ભગવાનની શક્તિને સતત પોતાના ઉપયોગ માટે ખેંચ્યા કરે છે.

ચૈત્ય પુરુષની યાને અંતરાત્માની ભક્તિ ઉપર જણાવેલા બન્ને પ્રકારોથી જુદી હોય છે. એ ભક્તિ કદી હૈતુકી યાને સકામ હોતી જ નથી એ ભક્તિમા માગણીઓ કે શરતો કરતુ જ નથી હોતુ એ ભક્તિ તો પોતાના જ અસ્તિત્વથી સતુષ્ટ હોય છે એ ભક્તિ ભગવાનને સાચુ અને સપૂર્ણ સમર્પણ કરી શકે છે. અને એમ કરી શકે છે તેથી જ તે ભગવાનને તથા તેની શક્તિને પોતાની અદર ધારણ પણ યથાર્થ રીતે કરે છે. વળી, જ્યારે જ્યારે મન તથા પ્રાણ સાચી ભક્તિમાં અતગાયરૂપ નીવડે છે યા તો પોતાને ખોટે માર્ગે ચઢી જાય છે ત્યારે આ સાચી ભક્તિ કરનાર ચૈત્ય-પુરુષ નારાજ થઈ જાય છે, અને સાચી ભક્તિ માટેની નિ સ્વાર્થ માગણીને તે આખી પ્રકૃતિમા સ્થાપન કરવા બળપૂર્વક પ્રયત્ન કરે છે તે તો પ્રકૃતિના બધા ભાગોને કહે છે—"તમે માગો છો તે બધુ પ્રાપ્ત કરવાથી શો અર્થ સરવાનો છે? મારે તો ભગવાન જોઈએ છે! મારે સત્ય પ્રાપ્ત કરવુ છે!"

ઉચ્ચ આધ્યાત્મિક જીવન માટેની માગણી જો સાધકની પ્રકૃતિમાં સાચી અને બળવાન હોય છે તો ચૈત્ય પુરુષની એ સાવચેતીને તે સાભળે છે અને તેનો અમલ કરે છે નહિ તો, પ્રાણ પોતાની આગ્રહી કામનાઓને, યા તો મન પોતાના પરિમિત વિચારોને વળગી રહે છે અને ધીમેધીમે એ અતરાત્માનો સાદ, —એ દિવ્યધ્વનિ, વધારે ને વધારે પાછળ જતો જાય છે, એનો

સાદ ઓછો ને ઓછો સંભળાતો થાય છે અને આખરે તદ્દન બંધ થઈ જાય છે,— આધ્યાત્મિક જીવન માટેની અભીપ્સા એ જીવન પૂરતી તો, વધ્યા જ રહે છે.

ચૈત્ય-પુરુષમાં એક બીજી સલામતી પણ હોય છે તે એ કે બહારના દેખાવથી તે કદી પણ છેતરાતો નથી: અસત્યનાં ગમે તેવાં મોહક સ્વરૂપો પણ તેને છેતરી શકતાં નથી. વળી, ભાવ-પ્રધાન પ્રકૃતિમાં જે અશુદ્ધિઓ હોય છે તેમને પણ ચૈત્ય-પુરુષ દૂર કરી દે છે.

આમ ચૈત્ય-પુરુષની ભક્તિ કેવળ નિઃસ્વાર્થ હોય છે. ઘણાં એમ ધારે છે કે ભક્તિ એટલે તો નિર્બળતા; ભક્તિ એટલે શક્તિહીનતા. નબળા લોકોનો માર્ગ તે ભક્તિનો માર્ગ. આ વિચાર પ્રચલિત છે પરંતુ એ ભૂલભરેલો છે. કોઇ પણ પ્રકારની ભક્તિ—ખાસકરીને જો તે સાચી ભક્તિ હોય તો—મહાન શક્તિ છે એ ખાસ યાદ રાખવાનું છે. જે ચૈત્ય-ભૂમિકા ઉપર —જે અંતરાત્માની અંદર એ સાચી ભક્તિ પ્રકટે છે તેનો અધિષ્ઠાતા દેવ અગ્નિ છે. એ અગ્નિ એટલે ભગવાન માટેની અદમ્ય અભીપ્સાનો અગ્નિ, જેની પ્રખર શિખાઓ સમગ્ર માનવપ્રકૃતિની ગમે તેવી અશુદ્ધિ હોય તે સર્વેને બાળીને ભસ્મ કરી નાંખે છે, માનવમાં દિવ્ય પ્રેમ પ્રકટાવે છે, તેને રોમેરોમ દિવ્ય પ્રેમનો અગ્નિ પ્રકટાવી દિવ્ય આનંદને ધારણ કરવાને તેમને લાયક બનાવે છે.

પોતાને 'ભક્ત' કહેવડાવનારા કે માનનારાઓમાંથી કેટલા પોતાના હૃદય ઉપર હાથ મૂકી કહી શકશે કે પોતે ભગવાનના પ્રેમમા—તેની ભક્તિથી તવાઈ રહ્યા છે? એક બાઉલ ગીત પૂછે છે,—

"હું ભગવાનને ચાહું છું એમ તું કેવી રીતે કહી શકે છે? — તારે રોમેરોમ તેને માટે આગ લાગી છે ખરી? કે પોકળ શબ્દો જ બોલે છે?"

અને ચૈતન્યદેવનું જીવનકાર્ય એ છે કે તેમણે શુદ્ધ ભક્તિનું સ્વરૂપ વૈષ્ણવ ધર્મને બતાવ્યું અને માનવસંગઘોમાંના ઘણાખરાને ભગવાન પ્રત્યે વાળીને પ્રાણની ઉન્નતિ સાધી, દિવ્યજીવન પ્રાણની ભૂમિકા સુધી ઉતારવામાં સફળતા સાધી બતાવી તેમણે ચૈત્ય ભૂમિકામાંથી ઉદ્ભવતી રાગાત્મિકા ભક્તિના વિધવિધ સ્વરૂપો લઈને તેમને જીવંત કરી બતાવ્યાં પરંતુ એટલેથી આપણે અહીં પ્રતિપાદન કરેલા મુદ્દાનો ઉકેલ આવતો નથી, જીવન પ્રભુમય બનતું નથી ઊલટું, ચૈતન્યદેવ પૂર્વેના અને તેમની પછીના કોઈ પણ ભક્તો જેમજેમ એ શુદ્ધ ભક્તિને વધારે ને વધારે બહિર્મુખ બનાવવા યત્ન કર્યો તેમ તેમ ઊતરતી પ્રાણની અશુદ્ધ અને અધો ગામી વાસનાઓ વધારે ને વધારે બળવાન થઈ અને જીવનમાં બહાર પડવા લાગી વૈષ્ણવ ધર્મમાં ભક્તિના જે જે સ્વરૂપો શ્રીકૃષ્ણના જીવનમાંથી પ્રતિક રૂપે લેવામાં આવ્યાં હતાં અને જેમનો ઉદ્દેશ ભક્તિને વધારે ને વધારે બાહ્ય સ્વરૂપોમાં પણ પ્રકટ કરી જીવનને પ્રભુમય – દિવ્ય – બનાવવાનો હતો તેને બદલે અના ચાર, અનીતિ અને અધોગામી વાસનાઓની સ્વચ્છંદ લીલા શરૂ થઈ વૃંદાવન રાસલીલાના અને બીજા શ્રીકૃષ્ણ જીવનના અંશોનો કેવો દુરુપયોગ અધોગામી વૃત્તિઓના હુમલાને પરિણામે થયો છે તે ભક્તિમાર્ગના ઇતિહાસમાં આપણને સ્પષ્ટ રીતે દેખાય છે

ચૈતન્યદેવે અને તેમની પૂર્વે તથા પાછળ થયેલા સંત અને ભક્તોએ વિશુદ્ધ રાગાત્મિકા ભક્તિને પ્રાધાન્ય આપ્યું તથા તે

ઉપરાંત પ્રાણને વિશુદ્ધ કરીને ત્યાર પછી જ પ્રાણની ભૂમિકા પર ભક્તિનો કે પ્રેમનો આવિર્ભાવ કરવો જોઇએ એ બાબત ઉપર તેમણે ભાર મૂકયો. પરંતુ એટલેથી આપણે જે મુદ્દો અહીં રજૂ કરી રહ્યા છીએ તેનો ઉકેલ આવી શકે તેમ નથી, જોકે એ પગલું પ્રથમ અને તેથી અતિ ઉપયોગી છે. જીવન સમગ્રમાં પ્રભુનો આવિર્ભાવ કરવાનો ઉદ્દેશ જે યોગનો હોય તેને એટલા અપૂર્ણ રૂપાંતરથી ન જ ચાલી શકે એ દેખીતું છે.

વળી, ભક્તિમાર્ગમાં સર્વે માનુષી સંબધોનો સ્વીકાર કરી પ્રભુપ્રાપ્તિમાં તેમનો ઉપયોગ કરવાના પ્રયત્નમાં એક એ ગેરસમજૂતીનો પ્રવેશ થયો કે એ ભાવો સાધનરૂપ મટીને લક્ષરૂપ ગણાવા લાગ્યા. પ્રભુ માટે રુદન કરવામાં પ્રેમભક્તિની પરાકાષ્ઠા મનાવા લાગી. અને વિરહ તથા અભિમાન સાધનરૂપ અવસ્થા નહિ પરતુ સાધનાના હેતુ રૂપ ગણાવા લાગ્યાં.

ઠેક વર્તમાન સમયમા શ્રીરામકૃષ્ણ પરમહસનું અસાધારણ આધ્યાત્મિકતાના વિકાસથી ભરેલુ જીવન મુખ્યત્વે ભક્તિયોગને અનુસરનારાઓમા ઉમેરી શકાય ખરુ, અને છતાં એ પણ સ્વીકારવું જોઇએ કે શ્રીરામકૃષ્ણની સિદ્ધિમાં માનવપ્રકૃતિનાં કરણોની પૂર્ણતા ગૌણ રૂપે જ દેખા દે છે. પ્રભુપ્રાપ્તિ, અને પરિણામે માનવપ્રકૃતિનુ રૂપાંતર એ વિચાર તેમના માનસમાં આગળપડતો ન હતો. અતરમાં ભગવાનની પ્રાપ્તિ કરવી અને પ્રકૃતિને પૂર્વવત અપૂર્ણ, અશક્ત રાખવી એ આધ્યાત્મિક પૂર્ણતાનો આદર્શ ન ગણી શકાય. જે પ્રકૃતિ પોતાની અજ્ઞાની દશાને લઇને ભગવાનનો જીવનમાં આવિર્ભાવ થવા ન દે તે તેટલે અશે અપૂર્ણ જ ગણાય.

વળી, ભક્તિના ભાવાવેશમાં પ્રાણ કે શરીર ઉપરનો કાબૂ

ઝુમાવવા — નાચી ઊઠવું યા તો રુદન કરવું કે ખૂમો પાડવી વગેરે કેટલાકને મન તો આદર્શ ભક્તના લક્ષણો ગણાય છે પરંતુ એ પણ સમજવાની જરૂર છે કે નાચે નહિ તે અથવા તો રુદન ન કરે તે ભક્ત નથી એમ માનવું બરાબર નથી એવી વિશુદ્ધ ભક્તિ શક્ય છે જે સાધકના સમગ્ર અંતરાત્માને — તેના એકેએક કણને ભગવાનને સમર્પણ કરવાને પ્રેરે છે અને છતાં, સાધકના આધારમાં તે એવી તો અપૂર્વ શાંતિ અને ગભીર સમતાની સ્થાપના પણ કરી શકે છે કે જેને પરિણામે તીવ્રમાં તીવ્ર ભાવાવેશને, ઉગ્રમાં ઉગ્ર તપ શક્તિને અને પ્રેમસાગરની અસાધારણ ભરતી કે રેલને પણ, મહાસાગર પોતાની માઝા મૂક્યા વિના જેમ સર્વે જલસ્રોતોને પોતાનામાં સમાવે છે તેમ પોતાના આધારને અચલ રાખીને સાધક સમાવી શકે છે એ ધારણ સામર્થ્ય વિશુદ્ધ ભક્તિનું અતિ ઉપયોગી અંગ છે કેમકે ભક્તિના પ્રેમાવેશને અમર્યાદ અનિયંત્રિત અમનાદિ રીતે પ્રકટ થતો તે અટકાવે છે અને એ રીતે અજ્ઞાનભરી પ્રાણમય ભૂમિકાની વૃત્તિઓના હાથમાં જઈ પડતા તેને બચાવે છે એટલું જ નહિ પરંતુ સાચી ભક્તિની ઉચ્ચતમ અનુભૂતિની જોડે જોડે ઉચ્ચતમ જ્ઞાનનો સાક્ષાત્કાર પણ તે શક્ય બનાવે છે અને પ્રકૃતિના સૌથી નીચેના સ્તર—સ્થૂલ શરીર — સુધી દિવ્ય આનંદનું અમિશ્ર અવતરણ શક્ય બનાવે છે

ભૂતકાળની આધ્યાત્મિક પ્રણાલીઓ મહાન હતી એ વિષે ચર્ચાને સ્થાન નથી કોઈ સંપ્રદાયના કે વ્યક્તિના આધ્યાત્મિક પ્રયત્નનું મૂલ્યાંકન કરવાનો આશય નથી વળી બધી બાબતમાં હોય છે તેમ આધ્યાત્મિક જીવનમાં પણ ભૂતકાળ આપણને ઘણો ખરો માર્ગદર્શક થઈ પડે એ નિ સંશય છે પરંતુ મહાન ભૂતકાળ

તો મહત્તર ભાવિના સર્જન માટે હોય તો જ શોભે ને? એ રીતે સમગ્ર માનવપ્રકૃતિનુ રૂપાંતર થવાની અભીપ્સા સકારણ ઠરે છે.

એ રૂપાંતર સાધવા માટે મનોમયતાથી પર જે વિજ્ઞાનમય ચૈતન્ય છે તેની પ્રાપ્તિ કરવી એ અનિવાર્ય સાધન છે. કેમકે વિજ્ઞાનની ભૂમિકામાં જ ભગવાન અને જીવનુ અદ્વૈત સ્વત સિદ્ધ હોઇ, આપણી પૃથ્વી ઉપર પ્રકટ થઇ રહેલ યા તો થનાર સમગ્ર આવિર્ભાવની આદ્ય અને મૌલિક શક્તિઓનો ઉદય તે ભૂમિકામાં થાય છે. એનુ વિગતવાર વર્ણન પાચમા ખડમાં આવેલુ હોવાથી અહીં એનો માત્ર ઉલ્લેખ કરીને જ વિરમવુ ઉચિત છે.

અતમાં, વૈષ્ણવ તથા તત્રમાર્ગોએ — એટલે કે ભક્તિપ્રધાન સાધન પ્રણાલીઓએ જે એક મહાન સત્ય આધ્યાત્મિક જીવનના અનુસરણમા દાખલ કર્યું તેનો ઉલ્લેખ કરવો જોઇએ સર્વે પ્રકારના આધ્યાત્મિક સાક્ષાત્કારોનો પાયો પૃથ્વી છે અને ભગવાને વિશ્વ બનાવ્યુ તે દિવ્ય પ્રકૃતિનો ક્રમે ક્રમે આવિર્ભાવ કરવા માટે એ બે મુદ્દાઓ સ્વીકારતા આધ્યાત્મિકતા નિરુપયોગી અને અપાર્થિવ મટી જાય છે એટલુ જ નહિ પરતુ અપૂર્ણતાઓથી ભરેલુ હોવા છતાં પાર્થિવ જીવન અને માનવ-પ્રકૃતિ ભાગવત-જીવનના આવિર્ભાવ માટે યોગ્ય સાધનરૂપ બની રહે છે. એ રીતે આધ્યાત્મિકતા તથા પાર્થિવ જીવન બન્ને પ્રત્યેના દૃષ્ટિબિંદુમા ફેર પડે છે. અને માનવજાતિ એ નવા દૃષ્ટિબિંદુનો જેમ જલદી સ્વીકાર કરે તેમ તેના ઉદ્ધારની આશા પણ વધે છે.

અંબાલાલ પુરાણી

Turn your emotions to the Divine, aspire for their purification, they will then become a help on the way and no longer a cause of suffering.

*Not to kill emotion, but to turn it towards the Divine* is the right way of the yoga. But it must become pure, founded upon spiritual peace and joy, capable of being *transmuted into Anand.*

Awake by your aspiration the psychic fire in the *heart that burns steadily towards the Divine;* that is the one way to liberate and fulfil the emotional nature.

*Sri Aurobindo*

તમારા સર્વે ભાવોને ઈશ્વરાભિમુખ કરો, તેમની શુદ્ધિને માટે અભીપ્સા કરો, ત્યાર પછી એ ભાવો તમને સાધનામાં મદદરૂપ થઈ પડશે અને કદી પણ અડચણ નહિ કરે.

ભાવોનું નિકંદન નહિ, પરંતુ ભગવાન પ્રત્યે તેમને વાળવા — એ જ સાચો યોગમાર્ગ છે. પરંતુ એ ભાવો વિશુદ્ધ થઈ રહેવા જોઈએ, આનંદ અને શાંતિના ઉપર તેમની પ્રતિષ્ઠા હોવી જોઈએ, આનંદમાં રૂપાંતર પામે એવા તે ભાવો હોવા જોઈએ.

અભીપ્સાના બળથી તમારા અંતઃકરણમાં રહેલ ચૈતન્ય-અગ્નિની શિખાને જાગ્રત કરો : એ શિખા સ્થિરતાથી પ્રભુ પ્રત્યે ઊર્ધ્વગતિ કરી જ રહેલી છે. એ એકજ માર્ગે તમારી ભાવપ્રધાન પ્રકૃતિ તેની મુક્તિ તથા તેની સાર્થકતા પ્રાપ્ત કરી શકશે.

શ્રીઅરવિંદ

## પ્રકરણ ૧લું

# પ્રેમ અને ત્રિમાર્ગ

### માનવમાનસની ત્રણ મૌલિક શક્તિઓ — તપ શક્તિ, બુદ્ધિ અને ભાવ અથવા ઊર્મિ

તપ શક્તિ, બુદ્ધિ અને પ્રેમ એ માનવપ્રકૃતિમા અને માનવ-જીવનમા આવી રહેલી ત્રણ દિવ્યશક્તિઓ છે, અને ભગવાનની પ્રાપ્તિ કરવા માટે જે માર્ગોનો આશ્રય લઇને માનવનો આત્મા ઊર્ધ્વ ગતિ કરી શકે છે એ ત્રણે માર્ગોનો નિર્દેશ એ ત્રણ શક્તિઓ કરે છે પૂર્ણયોગના પાયામા એ ત્રણેની સમગ્રતા છે, અર્થાત્ એ ત્રણે શક્તિઓવડે ભગવાન સાથે યોગ કરવાનો હેતુ રહેલો હોવો જોઇએ

### કર્મવડે પ્રભુ પ્રત્યે ગતિ — તપ શક્તિની દિવ્ય તપ શક્તિ જોડે એકતા — જ્ઞાનમા કર્મનો પરિપાક — પ્રેમમા કર્મની સાર્થકતા — ત્રણે શક્તિઓનો સગમ

કર્મ એ જીવનની પ્રથમ શક્તિ છે પ્રકૃતિની શરૂઆત બલ એટલે શક્તિવડે થાય છે, અને શક્તિનુ કાર્ય એક વાર સચેતન થાય એટલે પછી માનવમા તે શક્તિ જ તપ શક્તિ અને તેના

વિજયોનુ રૂપ ધારણ કરે છે એટલે પોતાના કર્મોને પ્રભુ પ્રત્યે વાળવાં એ માનવજીવનનુ દિવ્યજીવનમા રૂપાતર થવાના આરભનો સાગમા સારો અને સૌથી વધારે ખાત્રીભર્યો માર્ગ છે આધ્યાત્મિક જીવનનુ એ પ્રથમ પ્રવેશદ્વાર છે આત્માની દીક્ષાના આરભની ક્રિયા કે જ્યારે માનવની તપ શક્તિ ભગવાનની દિવ્ય તપ શક્તિ સાથે એકતા પામે એટલે કે તદ્રૂપ બને અને માનવના સમગ્ર ચૈતન્યની સઘળી ક્રિયાઓ ભગવાનમાથી ઉદ્ભવે અને પ્રભુને ખાતર જ કરવામા આવે ત્યારે કર્મદ્વારા ભગવાન સાથેનો યોગ સિદ્ધ થયો ગણાય પરતુ કર્મની સાર્થકતા જ્ઞાનમા રહેલી છે, ગીતા કહે છે सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । (ગીતા અ ૪ શ્લો ૩૩) ' કર્મની સમગ્રતાનો પરિપાક જ્ઞાનમા થાય છે તપ શક્તિ અને કર્મવડે ભગવાન સાથે એકતા થતા આપણી તપ શક્તિ તથા આપણા કર્મો જે સર્વવ્યાપી સચેતન સત્તામાથી ઉદય પામે છે જેમાથી તેઓ પોતાની શક્તિ પ્રાપ્ત કરે છે તથા જેમા એ શક્તિઓનો અતિમ પરિપાક થઈ છેડો આવે છે તેની સાથે આપણે એક થઈ જઈએ છીએ આ યોગની અતિમ સાર્થકતા — આ અદ્વૈતનો મુકુટ પ્રેમ છે જે પરમ સત્તામા આપણે જીવન ધારણ કરી રહ્યા છીએ જેમાં રહી આપણે કર્મ તથા ગતિ કરીએ છીએ જેનાવડે આપણે જીવીએ છીએ અને છેવટે તેને જ ખાતર આપણે કર્મ કરતા અને જીવતા શીખીએ છીએ તેની સાથે સચેતન યોગનો આનદ એનુ જ નામ પ્રેમ. આપણામા રહેલી શક્તિ ત્રિવેણીનો આ સગમ છે અને કર્મને લક્ષ્યપ્રાપ્તિના માર્ગ તરીકે અને પ્રભુસ્પર્શ કરવાના તતુ તરીકે સ્વીકારીને શરૂઆત કરવાથી ભગવાનમા એ ત્રણેની એકતા જ્યાં થાય છે તે સગમને આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ

## જ્ઞાનની વ્યાખ્યા : જ્ઞાન એ ચિત્‌શક્તિની ક્રિયા — જ્ઞાનનું સ્વરૂપ તથા તેની સાર્થકતા

ભગવાનમાં સતત જીવન ધારણ કરવાની સિદ્ધિનો પાયો જ્ઞાન છે. કારણકે સત્‌ માત્રનો તથા સકલ જીવનનો પાયો ચિત્‌શક્તિ છે, અને જ્ઞાન એ ચિત્‌શક્તિની ક્રિયા છે. જે જ્યોતિવડે ચૈતન્ય પોતાની જાતને તથા પોતાનામાં રહેલી વાસ્તવિકતાઓને જાણે છે તે જ્યોતિને આપણે જ્ઞાન કહી શકીએ. સ્થૂલ કર્મથી આરંભ કરીને ચિંતનનાં સૂક્ષ્મ પરિણામોને આપણે જે શક્તિવડે ધારણ કરી શકીએ છીએ તથા ભાગવત સ્વરૂપની અનંતતામાં (ભગવાન સાથે થયેલી એકતાને લઈને) આપણા પોતાના ચૈતન્યનો વિકાસ સુદૃઢપણે થાય અને તે પોતાની સાર્થકતા પ્રાપ્ત કરે ત્યાં સુધી કર્મ કરવાનું જે શક્તિને લીધે બને છે તે શક્તિ તે જ્ઞાન. ભગવાન આપણને ઘણાં સ્વરૂપોમાં મળે છે, અને તે દરેકને જાણવાની ચાવી જ્ઞાન છે, એટલે જ્ઞાનને પરિણામે આપણે અનંત અને દિવ્ય પરમાત્માને સર્વભાવેન – તેના "સત્‌ના એકેએક સ્વરૂપને" પણ તેનામાં પ્રવેશ કરીને જાણી શકીએ છીએ. તથા આપણાં સર્વે કરણોમાં તેનો સર્વભાવેન "સઘળા ધર્મોવડે" સ્વીકાર કરીએ છીએ તથા તેને પ્રાપ્ત કરીએ છીએ.

## જ્ઞાનયોગથી આરંભ કરીને ત્રણે શક્તિનો સંગમ: ત્રણે શક્તિઓનો પરસ્પર આધાર

વિના જ્ઞાન આપણે ભગવાનમાં જીવન ગાળીએ છીએ ખરા, પરંતુ તે આંધળાની પેઠે. પોતાનાં કાર્યો કરવાને એકાગ્ર અને આગ્રહી, પરંતુ તેના મૂલ વિષે અને માલિક વિષે વિસ્મરણશીલ, એવી પ્રકૃતિની અંધ શક્તિમાંથી આપણી એ અંધતા આવે છે.

તેથી આપણે અદિવ્ય જીવન ગાળતા હોઈ જીવનના વાસ્તવિક તથા સંપૂર્ણ આનંદથી આપણે વંચિત રહીએ છીએ જ્ઞાનવડે આપણે ઈશ્વરની સાથે સચેતન અદ્વૈત કરીએ છીએ, (અને સંપૂર્ણ તથા વાસ્તવિક જ્ઞાન તદ્રૂપ થવાથીજ મળી શકે છે) અને એમ થતા દ્વૈતભાવ એટલેકે ભેદભાવ મટી જાય છે તથા આપણી મર્યાદા, વિસંવાદ, નિર્બળતા અને અસંતોષના કારણો દૂર થઈ જાય છે પરંતુ કર્મ વિના જ્ઞાન પૂર્ણ નથી કારણકે કેવળ સત્ યાને શાંત, નીરવ, જ્ઞાનસ્વરૂપ સત્ જ નહિ પરંતુ તપ શક્તિ એ પણ ભગવાનનું જ સ્વરૂપ છે એટલે કર્મનો પરિપાક જો જ્ઞાનમાં આવે છે તો જ્ઞાનની પણ સાર્થકતા કર્મમાં રહેલી છે અહીં પણ પ્રેમ એ જ્ઞાનનો શિરતાજ છે, કારણકે ઉપર જણાવ્યા પ્રમાણે યોગનો આનંદ તે પ્રેમ છે, અને અદ્વૈતના આનંદની સમગ્ર સંપત્તિને પ્રાપ્ત કરવા માટે એ અદ્વૈતનો આનંદ સચેતન હોવો જોઈએ સંપૂર્ણ જ્ઞાન આપણને સંપૂર્ણ પ્રેમ પ્રત્યે લઈ જ જાય છે, સમગ્ર જ્ઞાનને પરિણામે પ્રેમસંપત્તિની વિવિધતા તથા સર્વાંગપૂર્ણતા પ્રાપ્ત થાય છે ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે "જે કોઈ મને પરમ (ઉત્તમ) પુરુષ તરીકે જાણે છે — અક્ષર અદ્વૈતસ્વરૂપે જ કેવળ નહિ, પરંતુ — મને અનંતવિધ જીવોના ક્ષર સ્વરૂપમાં પણ જુએ છે, અને તેથી ક્ષર તથા અક્ષર બન્નેથી હું પર હોઈ મારી દિવ્ય શક્તિમાં એ બન્નેને હું ધારણ કરું છું એમ સમજે છે તે, સમગ્ર જ્ઞાનયુક્ત હોવાથી, પોતાના ચૈતન્યના સર્વે ભાવવડે, પોતાના કરણોની સઘળી પ્રવૃત્તિઓવડે પ્રેમભાવપૂર્વક મને પ્રાપ્ત કરવા યત્ન કરે છે" આપણી આંતર શક્તિઓનો ત્રિવેણી સંગમ, ભગવાનમાં એ ત્રણેનો યોગ, આ રીતે જ્ઞાનયોગથી શરૂઆત કરીને આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ

## પ્રેમથી યોગનો આરંભ અને આનંદમાંથી કર્મનો તથા સૃષ્ટિનો ઉદ્ભવ — પ્રભુપ્રેમને પરિણામે વિરાટપ્રેમ — જ્ઞાનના આનંદ અને પ્રેમના આનંદનો ભેદ

ચેતનાની ક્રિયાનું ઊંચામાં ઊંચું શિખર, તેની સાર્થકતા પ્રાપ્ત કરવાનો માર્ગ પ્રેમ છે. પ્રેમવડે સર્વ પ્રકારની વેગની ચરમતા, સર્વ પ્રકારની પ્રફુલ્લતા અને સ્વરૂપની સંપૂર્ણ શોધ થવાની — (પ્રાપ્તિ અને પુનઃપ્રાપ્તિની) મસ્તી ચિત્‌શક્તિમાં પ્રકટે છે. મૂળ સ્વભાવમાં જોઇશું તો સત્‌ માત્ર ચિન્મય — સચેતન છે અને આપણી ચિત્‌શક્તિવડે આપણે તેની સાથે એકતા કરીએ છીએ એ ખરું છે. એટલે કે ચૈતન્યનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીને તદ્રૂપતામાં આપણી કૃતકૃત્યતા અનુભવીએ છીએ તે છતાં, ચૈતન્યનો ધર્મ આનંદ પણ છે જ; અને આનંદની પરાકાષ્ઠાની ચાવી, તેનું રહસ્ય પ્રેમ છે. સચેતન સત્તા પોતાની સાર્થકતા જે શક્તિવડે પ્રાપ્ત કરે છે તેનું નામ તપઃશક્તિ. આપણી તપઃશક્તિને ભગવાનની દિવ્ય તપઃશક્તિ સાથે એક કરીને આપણે એ પરમ સત્‌તાના સમગ્ર સ્વરૂપ સાથે, તે પરમ સત્તાની લાક્ષણિક, અનંત શક્તિ સાથે, તદ્રૂપતા અનુભવીએ છીએ; છતાં પણ એ અનંત શક્તિનાં સર્વ કાર્યો આનંદમાંથી ઉદ્ભવે છે, આનંદમાં તેઓ જીવન ધારણ કરી રહ્યાં હોય છે, તથા તેમનો અંતિમ લક્ષ્ય તથા સાર્થકતા પણ આનંદ પોતે જ છે. પુરુષોત્તમના પોતાના પરાત્પર દિવ્ય સ્વરૂપ પ્રત્યે પ્રેમભાવ હોવો તથા તેના ચૈતન્યની શક્તિ જેનો જેનો આવિર્ભાવ કરે તે સર્વના ઉપર પ્રેમ રાખવો એ આનંદની સંપૂર્ણ વિશાળતા પ્રાપ્ત કરવાનો માર્ગ છે. ભગવાનના દિવ્ય આત્માનંદની એટલેકે નિજાનંદની શક્તિ તથા આવેગ એ

પ્રેમ છે પ્રેમ વિના આપણને ભગવાનની અનંતતામાં રહેની નિત્યકારી શાંતિ મળી શકે, આનંદનુ આત્મનિમગ્ન મૌન પ્રાપ્ત થાય, પરંતુ આનંદના વિપુલ ઐશ્વર્યસાગરનુ નિરપેક્ષ ઊંડાણ તથા તેની પૂર્ણતા નહિ મળે, ભેદભાવ અને દ્વૈતભાવના કલેશ માંથી સમ્પૂર્ણ યોગના આનંદની પ્રાપ્તિ પ્રેમ કરાવે છે પરંતુ તેમ કરતાં યોગની ક્રિયામાં રહેલા આનંદનો ભોગ આપવો પડતો નથી પ્રભુ સાથે યોગ થવાને પરિણામે પ્રાપ્ત થતો એ આનંદ જીવાત્માની મોટામાં મોટી શોધ છે અને વિરાટનુ સમગ્ર જીવન તે આનંદપ્રાપ્તિની લાંબી પુરોગામી તૈયારીરૂપ હોય છે એટલે, પ્રેમને માર્ગે પ્રભુપ્રત્યે ગતિ કરવી ભગવાનને પ્રેમવડે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, એનો અર્થ પોતાની જાતને મહાનમાં મહાન આધ્યાત્મિક સાર્થકતા અને પરિપૂર્ણતા એટલેકે સિદ્ધિને માટે તૈયાર કરવી એમ કહી શકાય

## પ્રેમ અને જ્ઞાનનો અવિરોધ — જ્ઞાન વિનાના પ્રેમની અપૂર્ણતાઓ — કર્મ તથા પ્રેમનો સંવાદ — પ્રેમથી આરંભ કરીને શક્તિત્રિવેણીનો સંગમ

સાર્થક થયેલ પ્રેમમાં જ્ઞાનનો નિષેધ હોતો નથી ઊલટો એ પ્રેમ પોતે જ્ઞાનને લઈ આવે છે, અને જેટલા પ્રમાણમાં જ્ઞાન વધારે સંપૂર્ણ થાય છે તેટલા પ્રમાણમાં પ્રેમની શક્યતા પણ વધારે સમૃદ્ધ બને છે શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં કહે છે, "મારા ચૈતન્યના સમગ્ર વિસ્તાર તથા મહિમાનુ મારા સ્વરૂપના મૌલિક તત્ત્વોનુ જ્ઞાન ભક્તિવડે માનવ મેળવી શકે છે, અને જ્યારે તે તત્ત્વત મને જાણે છે ત્યારે તે મારામાં પ્રવેશ કરે છે" જ્ઞાન વિનાનો પ્રેમ એ એક ઉત્કટ આવેશમય અને આતુર વેગભરી

વસ્તુ છે; પરંતુ તે અંધ, અસંસ્કૃત–ગ્રામ્ય અને ઘણી વાર જોખમકારક હોય છે. જ્ઞાન વિનાનો પ્રેમ એ એક મહાશક્તિ છે એ ખરું, પરંતુ સાથે સાથે તે યાત્રાળુને ઠોકર ખવડાવે એવો એક મહાન અંતરાય પણ છે. જ્ઞાનને સંકુચિત મર્યાદામાં પૂરી રાખનાર પ્રેમ તેની પોતાની ઉત્તેજક ઉત્સાહિતામાં, અને ઘણી વાર તો એ ઉત્તેજક ઉત્સાહિતાને જ લઇને, પોતે પણ સંકુચિત થઇ રહે છે. પરંતુ જે પ્રેમ સંપૂર્ણ જ્ઞાન પ્રત્યે ગતિ કરે છે, અથવા તો આપણને દોરી જાય છે, તે અનંત તથા નિરપેક્ષ યોગનો સાક્ષાત્કાર કરાવે છે. વળી એવો પ્રેમ દિવ્ય કર્મોના આચરણ સાથે વિસંવાદી હોતો નથી એટલું જ નહિ પરંતુ ઊલટો આનંદભેર પોતાની જાતનો કર્મમા તે આવિર્ભાવ કરે છે. એ પ્રેમનો ઉપાસ્ય ભગવાન હોય છે અને ભગવાનના સ્વરૂપની સમગ્રતા સામે તે પ્રેમ તદ્રૂપ હોય છે પરિણામે, પ્રાણીમાત્ર સાથે એ તદ્રૂપતા અનુભવાય છે. એટલે જગતને માટે કર્મ કરવાં એ ભગવાન માટેનો પોતાનો પ્રેમ અનંતવિધ રૂપોમા અનુભવવાની અને પ્રકટ કરવાની ક્રિયા જ ગણાય પ્રેમને આપણી યાત્રાના દિવ્ય માર્ગદર્શક ફિરસ્તા તરીકે લઇને ભક્તિનો પથ વટાવતાં, ઉપર જણાવ્યા પ્રમાણે, ફરીને આપણે શક્તિ-ત્રિવેણીનો સંગમ આપણામાં અનુભવીએ છીએ. સર્વના પ્રણયી પ્રભુના દિવ્ય આનંદમય સ્વરૂપની મસ્તીમાં ભક્તને પોતાની સાર્થકતા પ્રાપ્ત થાય છે, પોતાનું નિર્ભય નિકેતન તથા આનંદભર્યો આશ્રય જડે છે, અને વિશ્વ સમસ્તના ઉપર પોતાનો પ્રસાર કરી રહેલ વિરાટ-પ્રેમશક્તિનુ કેન્દ્ર દેખાય છે.

## ત્રણ માર્ગના અનુયાયીઓમાં થતી ગેરસમજૂતીઓ—જ્ઞાની તથા ભક્તનો વિરોધ—બન્નેની અપૂર્ણતા અને

## દષ્ટિબિંદુમાં ભૂલ — જ્ઞાનની એકદેશીયતા તથા ભક્તિની સંપત્તિ

આપણી પૂર્ણતા અથવા સિદ્ધિનો પાયો જ્ઞાન, કર્મ અને પ્રેમની ત્રિવેણીના સંગમમાં રહેલો હોવાથી ભગવાનમાં પોતાની સમગ્ર પૂર્ણતા પ્રાપ્ત કરવા ઇચ્છનાર સાધકે એ ત્રણ માર્ગના અનુયાયીઓ વચ્ચે ઘણી વાર જે ગેરસમજૂતી તથા પરસ્પર ઉતારી પાડવાની વૃત્તિ જોવામાં આવે છે તે,— પોતાનામાં હોય તો,— તેણે દૂર ફેંકી દેવી જોઇએ, અથવા તો તેનાથી દૂર રહેવું જોઇએ. જ્ઞાનયોગના સાધકો ભક્તના માર્ગનો તિરસ્કાર નથી કરતા હોતા ત્યારે પણ ઘણી વાર, ચક્કર ચઢે તેવી પોતાની જ્ઞાનશિખરની ઊંચાઇ ઉપરથી, જાણે કે ભક્તનો માર્ગ ઊતરતો, અજ્ઞાનભર્યો, સત્યનાં ઉન્નત શિખરો પર ચઢવાને અનધિકારી, અપક્વ આત્માઓ માટે જ યોગ્ય હોય નહિ એવી રીતે તેના પ્રત્યે પોતે ઉપેક્ષાભરી નિધા કરે છે. જુદા જુદા ધર્મોના ઇતિહાસમા જે સ્ખલનો, ગુનાઓ તથા મૂર્ખાઇઓનાં અનેક ઉદાહરણો મળી આવે છે તે ઉપરથી આપણે જાણીએ છીએ કે જ્ઞાન વિનાની ભક્તિ ઘણુંખરુ અપક્વ, ગ્રામ્ય, અંધ અને જોખમકારી હોય છે. પરંતુ એમ થવાનું કારણ એ છે કે એ ધર્મોનાં સ્વરૂપોમા રહેલી ભક્તિને તેનો પોતાનો માર્ગ જડ્યો નથી હોતો, તેનું પોતાનું વાસ્તવિક તત્ત્વ તેના હાથમાં આવ્યું નથી હોતુ. એટલે ખરુ જોતા તેણે પોતાને સાચે માર્ગે પ્રયાણ આદર્યું જ નથી હોતું. હજી તો તે રસ્તાની ખોજમાં ફાંફાં મારતો હોય છે અને ભક્તિના રાજમાર્ગે લઇ જનાર એકાદ નાની ગલીમાં તે ભટકતો હોય છે. ઉપર જણાવી તે દશામાં જ્ઞાન પણ ભક્તિના જેટલું જ અપૂર્ણ હોય છે. એવું જ્ઞાન મતાગ્રહી,

અસહિષ્ણુ અન્ય સાધનોનો નિષેધ કરનાર કોઈ એક જ સિદ્ધાંતની સંકુચિતતામાં પૂરાઈ રહેલું હોઈ તે સિદ્ધાંતની તેની સમજૂતી પણ અપૂર્ણ હોય છે પોતાનો ઉદ્ધાર કરનાર પ્રેમશક્તિ જ્યારે ભક્તના હાથમાં આવે છે, જ્યારે તે પ્રેમને સાચે જ પોતાની મુઠ્ઠીમાં લઈ શકે છે, ત્યારે એ શક્તિ અને જ્ઞાનના જેટલી જ સફળતાથી સાધકની વિશુદ્ધિ કરે છે તથા તેના ચૈતન્યને વિશાળ તથા વ્યાપક બનાવી શકે છે જ્ઞાન અને પ્રેમ બન્ને શક્તિઓ સમાન છે, જો કે એક જ લક્ષ્ય પ્રાપ્ત કરવાની એ બન્નેની રીત જુદી જુદી હોય છે સર્વ પ્રકારનું અભિમાન માનવપ્રકૃતિમાં રહેલી કોઈક ન્યૂનતામાથી ઉદ્ભવે છે, તે પ્રમાણે ભક્તના ભાવાવેશ પ્રત્યે તત્ત્વવેત્તાની કે મીમાંસકની અભિમાનભરી સૂગ પણ તેની પ્રકૃતિની એવી જ કોઈ ન્યૂનતાને આભારી હોય છે, કારણ કે પોતાનો એકદેશીય વિમર્શ સાધનારી બુદ્ધિ ભાવપ્રધાન હૃદયના ઉન્નત ફાળાથી વંચિત રહે છે વળી બુદ્ધિ બધી બધી રીતે હૃદય કરતાં ચડિયાતી નથી જે દ્વારો ખોલવા માટે હૃદય નિરર્થક ફાંફાં મારે છે તેવાં દ્વાર બુદ્ધિ વધારે સહેલાઈથી ખોલી શકે છે એ જેમ ખરું છે તેમ આ પણ એટલું જ સત્ય છે કે, જે સત્યો પ્રાપ્ત કરવા અને ધારણ કરી રાખવા હૃદયને માટે સુલભ છે તે બુદ્ધિ ગુમાવે છે અને જ્યારે ચિંતનપ્રધાન જ્ઞાનમાર્ગની સાધના ઊંડીને ઊંડી ઊતરી આધ્યાત્મિક સાક્ષાત્કારમાં પરિણમે છે ત્યારે સૂક્ષ્મ ચિદાકાશના શિખરોને તેની ગગન અને વ્યાપક વિશાળતાઓને તે પ્રાપ્ત કરે છે એ ખરું, પરંતુ હૃદયની સહાય વિના ભાગવત ચૈતન્ય અને ભાગવત આનંદની સુસમૃદ્ધ, અને ભાવાવેશની તીવ્રતાથી તથા વેગથી ભરેલી ખીણો તથા મહાસાગર સમાં તેનાં ઊંડાણો તે માપી શકે તેમ નથી

## ભક્તિમાં ભેદપ્રધાન પ્રેમ નિયામક છે: અને ઉચ્ચતમ સાક્ષાત્કાર એટલે અદ્વૈત — પ્રેમમાં પણ અદ્વૈતનો સાક્ષાત્કાર;— પ્રેમના ભેદની જરૂર — બુદ્ધિ અને હૃદયનો ઝઘડો

ભેદભાવ – દ્વૈતભાવ જેમાં કાયમ રહે છે એવી આધ્યાત્મિક ભૂમિકાથી ભક્તિમાર્ગનો આરંભ થતો હોવાથી ઘણી વાર તેને ઊતરતો ગણવામાં આવે છે. એટલેકે એ યોગમા જીવાત્મા અને પરમાત્મા વચ્ચે અપૂર્ણ અદ્વૈત થયલુ મનાય છે; વળી ભક્તિયોગનુ મૌલિક તત્ત્વ છે પ્રેમ,— અને પ્રેમ એટલે તો હંમેશા દ્વૈત પ્રણયી અને પ્રણયપાત્ર બન્ને આ પ્રમાણે ભક્તિયોગમા દ્વૈત કાયમ રહે છે, જ્યારે ઉચ્ચતમ આધ્યાત્મિક સાક્ષાત્કારમા તો કેવળ અદ્વૈતની જ ગણના થાય. છેવટે, ભક્તિ ભગવાનના સગુણ વ્યક્તિસ્વરૂપને આરાધે છે, જ્યારે ઉચ્ચતમ અને સનાતન સત્ય,— કદાચ એક-માત્ર આધ્યાત્મિક વાસ્તવિકતા,— નિર્ગુણ, અવ્યક્ત, અક્ષરમા રહેલ છે પરંતુ ભક્તિયોગમા પૂજન અને અર્ચન એ તો કેવળ પ્રથમ પગલું હોય છે. બાહ્ય પૂજા અને આરાધના — વૈધિક ભક્તિ જ્યારે અંતરના 'અહો'ભાવયુક્ત પ્રેમમા પરિણમે છે ત્યારે સાચી ભક્તિની શરૂઆત થાય છે, અને ક્રમે ક્રમે એ ભાવ દિવ્ય પ્રેમની ઉત્કટ ભાવમયતા ધારણ કરે છે. ભગવાન જોડેના આપણા સબંધો-મા એ દિવ્ય પ્રેમને લીધે પ્રભુના સામીપ્યનો હર્ષ સાધકમા પ્રકટ થાય છે. અને સામીપ્યનો એ હર્ષ અંતે સંપૂર્ણ યોગનો પરમાનંદ પ્રાપ્ત કરાવે છે. જ્ઞાનની પેઠે પ્રેમ પણ આપણને પરમ અદ્વૈતનો સાક્ષાત્કાર કરાવે છે, તથા એ અદ્વૈતને તેનું વધારેમા વધારે ઊંડાણ, પ્રાચુર્ય તથા વેગ પણ પ્રેમ પ્રાપ્ત કરાવે છે. વળી, એ

પણ ખરું છે કે જે ભેદભાવને લીધે અભેદ (અદ્વૈત) પોતે વધારે ઐશ્વર્યશાળી અને મધુરતર બને છે એવા અદ્વૈતમાં રહેલ દ્વૈતનો (એકતામાં રહેલી ભેદભાવનાનો) પ્રેમ રાજીખુશીથી સ્વીકાર કરે છે પરંતુ આ બાબતમાં બુદ્ધિના કરતાં હૃદય વધારે સમજે છે એમ કહી શકીએ. નિદાન, જે બુદ્ધિ ભગવાનના પરસ્પર વિરોધી ખ્યાલો ઉપર ભાર મૂકે છે તથા બીજા દેખીતા વિરોધી, —પરંતુ ખરી રીતે ન્યૂનતાપૂરક, અને તેની ઊંચામાં ઊંચી સાર્થકતા પ્રાપ્ત કરવા માટે જે સાધનરૂપ હોય છે તેના,— ખ્યાલો-નો નિષેધ કરીને કેવળ એકના જ ઉપર એકાગ્રતા કરે છે તેની બુદ્ધિના કરતાં તો પ્રેમભાવપ્રધાન હૃદય વધારે સમજુ છે એમ નિર્ભયપણે કહી શકાય. બુદ્ધિની નિર્બળતા એ છે કે તે પોતાના જ વિચારોથી પોતાની જાતને મર્યાદિત કરી લે છે,— પોતાના ભાવાત્મક અને અભાવાત્મક ખ્યાલોથી પોતે જ બંધાય છે, દિવ્ય ભાગવત સ્વરૂપની જે બાજુઓ પોતે જુએ છે તેનાથી પોતે પરિ-મિત થાય છે, અને તેમાના કોઈ એકને લઇને બીજા સર્વેને તેની સાથે લડાવવાની વૃત્તિ તેનામાં પ્રબળ હોય છે.

### માનવની વિચારશક્તિ—તેની મર્યાદાઓ—પ્રભુનાં સ્વ-રૂપોમાં ભેદ કરવામાં થતી ભૂલ—પ્રભુના સ્વરૂપની સર્વગ્રાહિતા

વિચારશક્તિનો, અર્થાત્ મીમાંસકવૃત્તિનો ઉપયોગ કરીને માનવની મનોમય શક્તિઓ પ્રભુ સમીપ જવાનો પ્રયત્ન કરે છે. એ મીમાંસકવૃત્તિને પ્રત્યક્ષ વાસ્તવિકતા — નક્કર પાર્થિવના કરતાં સૂક્ષ્મ તાત્ત્વિક સિદ્ધાંત અને પરિચિત તથા સમીપના પદાર્થો કરતાં અપરિચિત અને સુદૂર વસ્તુ વધારે અગત્યવાળી જણાય એ

બનવાજોગ છે. નિજાનંદમાં મગ્ન એવા, એક અખંડ બ્રહ્મમાં મીમાંસક વૃત્તિને વધારે મહાન સત્ય દેખાય છે; જ્યારે અનેક સ્વરૂપોમાં તે એકનો અને એકમાં તે અનેકનો આનંદ તેને ઊતરતા પ્રકારનો, અથવા તો અસત્ય સુદ્ધાં, લાગે છે. પ્રભુના અવ્યક્ત — અક્ષર અને નિર્ગુણ સ્વરૂપમાં તેને મહાન સત્યનાં દર્શન થાય છે પરંતુ વ્યક્તિસ્વરૂપ સગુણમાં તેને ઊતરતી પંક્તિનું સત્ય, અથવા તો કેવળ અસત્ય દેખાય છે. પરંતુ મનોમય વિચારવડે ઉત્પન્ન કરેલા આપણા વિરોધોથી, તેનાં વિધવિધ સ્વરૂપો વચ્ચે આપણે જે તાર્કિક વિરોધો ઊભા કરીએ છીએ તે સર્વેથી ભગવાન પર છે. આપણે જોઇ ગયા છીએ કે ભગવાન કેવળ અદ્વૈતથી બંધાયલો કે જકડાયલો નથી. દિવ્ય ભાગવત અદ્વૈત અનંત વિવિધતામાં પોતાનો સાક્ષાત્કાર કરે છે, અને તેના આનંદની બંધબેસતી ચાવી પ્રેમના હાથમાં હોઇ અદ્વૈતનો આનંદ પણ તેને ગુમાવવો પડતો નથી. જીવનના વિવિધ સંબંધોમાં અનેકની અંદર પ્રભુનું જે અદ્વૈત હોય છે તે, તેના આત્મલીન નિજાનંદમાં હોય છે તેટલું જ પૂર્ણ છે એમ જ્ઞાનની ઉચ્ચતમ અવસ્થામાં અને ઉચ્ચતમ આધ્યાત્મિક સાક્ષાત્કારોમાં સાધકને જણાય છે. માનવની વિચારશક્તિને અવ્યક્ત અક્ષરમાં વધારે વ્યાપક અને વધારે ઉચ્ચ પ્રકારનું સત્ય દેખાય છે, તથા વ્યક્તિસ્વરૂપ સગુણનો સાક્ષાત્કાર તેને સંકુચિત લાગે છે, તો પણ અંતરાત્માને તો એ બન્નેમાં એક જ અંતિમ સત્યની જુદી જુદી બાજુઓ દેખાય છે. અનંતની અવ્યક્તતા અને અક્ષરતાનો આગ્રહ રાખીને વિચારશક્તિ મેળવી શકે તેનું એ અંતિમ સત્યનું જ્ઞાન હોય છે એમ કહીશું તો એ જ સત્યની બીજી બાજુએ અનંત વ્યક્તિત્વના ઉપર ઝોક મૂકીને પ્રેમ મેળવી શકે એવું તેનું જ્ઞાન પણ હોય છે એમ સ્વીકારવું પડશે. પ્રત્યેક માર્ગનો આધ્યાત્મિક

સાક્ષાત્કાર, જો છેવટ સુધી અનુસરવામાં આવે તો તે એક જ અંતિમ સત્ય પ્રત્યે સાધકને લઈ જાય છે. ગીતા કહે છે કે "ભક્તિવડે પણ જ્ઞાનની પેઠે જ આપણે પુરુષોત્તમસ્વરૂપ ભગવાન સાથે આપણું અદ્વૈત અનુભવી શકીએ છીએ. એ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન અક્ષર અવ્યક્તને તથા અસંખ્ય, ક્ષર સ્વરૂપોને,–વ્યક્તિ-સ્વરૂપોને; નિર્ગુણને તથા અનંત ગુણગણને; શુદ્ધ સત્, ચિત્ તથા આનંદને તેમ જ તેમની પરસ્પર અનંત લીલાને, પોતાનામાં ધારણ કરી રહ્યો છે."

### ભક્તનો જ્ઞાનમાર્ગ પ્રત્યે તિરસ્કાર; ભાવ વિનાના જ્ઞાનની અપૂર્ણતાઓ; જ્ઞાન વિનાના પ્રેમની સંકુચિતતા; ભક્તિના ત્રણ પ્રકાર; ઉત્તમોત્તમ ભક્ત; જ્ઞાની, જ્ઞાન તથા ભક્તિના સમન્વયની જરૂર

ઊલટપક્ષે કેવળ જ્ઞાનની, રેતીના જેવી શુષ્કતા–નીરસતા પ્રત્યે ભક્ત તિરસ્કારભરી દૃષ્ટિ કરે એ શક્ય છે, અને એ ખરું પણ છે કે આધ્યાત્મિકતાના ભાવોલ્લાસ વગરનું તત્ત્વજ્ઞાન જેટલું સ્પષ્ટ હોય છે તેટલું શુષ્ક પણ હોય છે. અને માનવનો આત્મા જે સંતોષને માટે ઝંખતો હોય છે તે એનાવડે મળી શકતો નથી. વળી જ્યાં સુધી વિચારના ટેકાનો સદંતર ત્યાગ કરી દઈને મનોમય ભૂમિકામાંથી ચૈતન્ય ઉપરની બીજી કોઈ ભૂમિકામાં ઊંડી જતું નથી ત્યા સુધીના જ્ઞાનમાર્ગના આધ્યાત્મિક સાક્ષાત્કારો અશરીરી સૂક્ષ્મ ભૂમિકાના અપાર્થિવ, આનંદમાં મગ્ન રહેતા જણાય છે; અને તે જે વસ્તુ પ્રાપ્ત કરે છે તે હૃદયના ભાવાવેશને જણાતી શૂન્યતા-મય તો નથી હોતી પરંતુ ઉત્તુગ શિખરોની સઘળી મર્યાદાઓ જ્ઞાનમાં જણાય છે. બીજી તરફથી જોતાં આપણને જણાય છે કે

જ્ઞાન વિના પ્રેમ સંપૂર્ણ હોતો નથી. ગીતામાં ત્રણ પ્રકારની પ્રારંભિક ભક્તિ ગણાવી છે. જગતના કલેશમાંથી પ્રભુનો આશ્રય શોધતા ભક્તની આર્તભક્તિ; સર્વ પ્રકારનાં ઈપ્સિતના વરદાતા તરીકે પ્રભુની યાચના કરનાર સકામ ભક્તની અર્થાર્થી ભક્તિ; પ્રભુ પ્રત્યેના પ્રેમથી આકર્ષાયેલા, પરંતુ તેને નહિ જાણનાર છતાં તેના અજ્ઞાત સ્વરૂપ વિષે જિજ્ઞાસાવાળા ભક્તની જિજ્ઞાસુ ભક્તિ. એ બધા પ્રકારની ભક્તિમાં જ્ઞાનસપન્ન ભક્તિને ગીતા સર્વોત્તમ ગણે છે. એ તો સ્પષ્ટ છે કે જે ભાવાવેશ એમ કહે છે, "હું જાણતો નથી, હું તો ચાહું છું" અને પ્રેમપૂર્વક ચાહીને જે સમજવાની એટલેકે જ્ઞાન મેળવવાની પરવા કરતો નથી તે કાંઇ પ્રેમનો અંતિમ ઉદ્ગાર નહિ પરંતુ તેની આરંભની વાચા છે, અને એમાં રહેલી ભાવની તીવ્રતા પણ કાંઈ પ્રેમની પરાકાષ્ઠા નથી. ઊલટું, ભગવાનનું જ્ઞાન જેમ જેમ વૃદ્ધિ પામે તેમ તેમ તેમાં મળતો આનંદ તથા તેના પ્રત્યેનો પ્રેમ વધવાં જોઇએ. વળી, જ્ઞાનની સુદૃઢ પ્રતિષ્ઠા વિના કેવળ આનંદની મસ્તી સલામત નથી હોતી. જ્યારે આપણા પ્રેમપાત્રમાં આપણું જીવન ધારણ કરીએ ત્યારે જ આનંદની એ સલામતી પ્રાપ્ત થાય. પ્રેમપાત્રમાં જીવન ધારણ કરવું એટલે ચૈતન્યમાં તેની સાથે સંપૂર્ણ અદ્વૈત સાધવું. ચૈતન્યનું એવું અદ્વૈત એ જ જ્ઞાનપ્રાપ્તિની સર્વોત્તમ સ્થિતિ છે. પ્રભુ પ્રત્યેના પ્રેમને તેના વિષેનું જ્ઞાન સૌથી સુદૃઢ સલામતી બક્ષે છે. પોતાના સાક્ષાત્કારોના વિશાળતમ આનંદના દ્વારો તે જ્ઞાન પ્રેમને ખોલી આપે છે તથા પ્રેમને તે પોતાના ગગનચુંબી શિખરો પર ચઢાવી ઉચ્ચતમ દૃષ્ટિબિંદુ પ્રાપ્ત કરાવે છે.

## જ્ઞાન તથા ભક્તિયોગનો કર્મ પ્રત્યે તિરસ્કાર — કર્મનું વાસ્તવિક સ્વરૂપ

જ્ઞાન અને ભક્તિની એકબીજા વિષેની ગેરસમજૂતી અજ્ઞાનને આભારી છે એમ આપણે જોયું, તેજ પ્રમાણે પોતાના વધારે ઉચ્ચ આધ્યાત્મિક સાક્ષાત્કારમાંથી જોતાં કર્મના માર્ગને ઊતરતો ગણી કાઢવાની એ બન્નેની વૃત્તિ કાંઇ ઓછી અજ્ઞાનભરી નથી હોતી. જ્ઞાનની તેમજ પ્રેમની તીવ્ર આવેશભરી પરાકાષ્ઠા હોય છે; જેમાં કર્મ તદ્દન બાહ્ય અને કંટાળા ભરેલાં લાગે છે. પરંતુ જ્યાં સુધી ભગવાન સાથે ચૈતન્યની તથા તપશક્તિની એકતા સધાઇ નથી હોતી ત્યાં સુધી જ કર્મ એ પ્રમાણે બહિર્મુખ અને કંટાળો આપનારાં લાગે છે. એક વખત એ એકતા પ્રાપ્ત થાય છે એટલે પછી કર્મો ખુદ જ્ઞાનની શક્તિરૂપ, ખુદ પ્રેમના સ્રોતરૂપ થઈ રહે છે. પ્રભુ સાથેના સપૂર્ણ અદ્વૈતની અવસ્થાને આપણે "જ્ઞાન" કહીશુ અને તે અદ્વૈતના આનન્દને 'પ્રેમ' એવુ નામ આપીશુ, તો એજ અદ્વૈતની જ્યોતિની તથા માધુર્યની જીવત, જ્વલત, શક્તિ તે "કર્મ" કહી શકીએ. માનપ્રેમની અભીપ્સામા હોય છે તેનીજ રીતે ભક્તિમા પણ આશક તથા માશુકને પોતાના અન્યવ્યતિરિક્ત અદ્વૈતનો આનદ લેવા માટે જગતથી જુદા, સર્વથી દૂર, હૃદયની રગ-બગલીમાં પૂરાયલા,–બધબારણે રહેવાની ઈચ્છા જાગે છે. ભક્તિના માર્ગમાં કદાચ એમ થવુ અનિવાર્ય છે છતાં પણ જ્ઞાનમાં પોતાનુ સાર્થક પ્રાપ્ત કરેલુ છે એવો વિશાળતમ પ્રેમ જગતને પોતાના આનદથી તદ્દન ભિન્ન તથા તેના વિરોધી તરીકે નહિ પરતુ પોતાના પ્રણયીનાજ સ્વરૂપ તરીકે તથા સર્વે પ્રાણીઓને પણ તદ્રૂપ લેખે છે. એ વિશાળ દર્શનમાં દિવ્ય કર્મનો આનંદ તથા તેમની સકારણતા રહેલા છે.

પૂર્ણયોગના સાધકે ઉપર જણાવેલી સમજૂતી પ્રમાણે સાધના કરવી જોઇએ. મનની શક્તિઓનો આધાર લઇને આપણે પ્રભુ પ્રત્યેની આપણી યાત્રાની શરૂઆત કરવાની છે. એટલેકે બુદ્ધિ, તપ શક્તિ અને ભાવથી આરંભ કરવાનો છે. પરંતુ એ બધી શક્તિઓ ચૈતન્યની મનોમય ભૂમિકામાં મર્યાદિત હોય છે. સંકુચિતતા, મર્યાદા તથા અન્ય નિષેધવૃત્તિ પ્રારંભમાં ન હોય એવું ભાગ્યે જ બને, અને યાત્રાનો પથ કાપતાં કેટલાક અંતર સુધી પણ તે રહેવાનાં. પરંતુ પ્રત્યેક યોગને એકલવાયો અનુસરનાર સાધકના કરતાં પૂર્ણયોગના સાધકને એ અતગયોનું બંધન ઓછું હશે અને એ બંધનની જરૂરીઆતમાંથી તે વહેલો મુક્ત પણ થઈ જશે. સાધનારૂપી યાત્રાની શરૂઆત જ્ઞાન, કર્મ કે ભક્તિ ગમે તે એકવડે થઈ શકે છે. પરંતુ જ્યાં એ ત્રણેનો સંગમ થાય છે ત્યા આગળ તેની સાર્થકતાના આનંદની શરૂઆત થાય છે. પ્રેમથી પૂર્ણયોગની શરૂઆત ન થાય તો પણ, તે પ્રેમને બાતલ કરી શકે નહિ કારણકે પ્રેમ એ તો કર્મનો મુકુટ અને જ્ઞાનનો પરિપાક છે.

*

## પ્રકરણ ૨જું

# ભક્તિના હેતુઓ

### માનવથી પર તત્ત્વનો ધર્મ તથા ભક્તિમાં સ્વીકાર: યોગમાં પ્રભુ તથા માનવ વચ્ચેનું અંતર દૂર થાય છે: જ્ઞાન કર્મ તથા ભક્તિ વડે અદ્વૈત

આપણી. મર્ત્ય અને મર્યાદિત જાતના કરતાં મહાન અને ઉચ્ચ કોઈ સત્ એટલેકે સત્તાના ખ્યાલનો સ્વીકાર સઘળા ધર્મોનાં મૂળમાં રહેલો છે. એવી કોઈ સત્તાને ઉદ્દેશીને કરવામા આવતી પૂજાની ક્રિયાનો, તેની તપ શક્તિને, તેના નિયમને, અથવા તો તેની માગણીને અર્પણ કરવામા આવતી આજ્ઞાંકિતતા વગેરેનો પણ ધર્મમા સમાવેશ થાય છે. પરંતુ મનથી કલ્પાયલી, પૂજનીય તથા જેની આજ્ઞા પાલન કરવામા આવે છે એવી, એ સત્તા અને તેનો પૂજક એ બેની વચ્ચે, ધર્મની આરંભની દશામાં, અમિત અંતર કલ્પાયલું જણાય છે. યોગની અંતિમ દશામાં બેની વચ્ચેના અંતરને સમૂળુ ટાળી દેવામાં આવે છે, કારણકે યોગ એટલે મિલન, —એકરૂપતા,—અદ્વૈત. એ પરમ સત્તા જોડે આપણે જ્ઞાનવડે અદ્વૈત કરી શકીએ છીએ જેમ જેમ એ પરમ સત્તાના આપણા પ્રાથમિક, અસ્પષ્ટ વિચારો સ્પષ્ટ થતા તલસ્પર્શી બને છે તેમ તેમ એ પરમ સત્તાને આપણા અસ્તિત્વના – જીવનના આદિકારણ ભર્તા તરીકે, આપણા પોતાના ઉચ્ચતમ સ્વરૂપ તરીકે તથા આપણા સમગ્ર જીવનના અંતિમ ઉદ્દેશ તરીકે આપણે સ્વીકારીએ છીએ. કર્મદ્વારા પણ આપણે તે સત્તા જોડે અદ્વૈત કરી શકીએ છીએ;

એટલે કે કેવળ આજ્ઞાપાલન કરતાં કરતાં અંતે આપણી તપ-શક્તિને આપણે તે સત્તાની તપઃશક્તિ સાથે સ્વેચ્છાપૂર્વક તદ્રૂપ કરતાં શીખીએ છીએ, કારણકે આપણી તપઃશક્તિનું મૂળ તથા તેનું આદર્શસ્વરૂપ જે સત્તામાં રહેલાં છે તેની જોડે જેટલા પ્રમાણમાં આપણી તપઃશક્તિ તદ્રૂપ બને છે તેટલી જ તે પૂર્ણ તથા દિવ્ય બની શકે છે. એ સત્તા જોડે આપણી ભક્તિવડે પણ અદ્વૈત સાધી શકીએ; કારણકે ચિંતન તથા ક્રિયાવડે કરવામાં આવતું એ દિવ્ય સત્તાનું પૂજન માનવને તેનાથી દૂર રાખે છે; અને માનવનો વિકાસ થતાં તેનાથી વધારે નિકટ એવી સાશ્ચર્ય ભક્તિની ભાવના તેનામાં ઉદય પામે છે, અને તેવી ભક્તિ અંતે પ્રેમની નિકટતામાં પરિણમે છે. પ્રેમની સાર્થકતા પ્રેમપાત્ર જોડે સંપૂર્ણ યોગ કરવામાં સમાયલી છે. પૂજન અને આરાધનાના વિકાસની એ ભૂમિકામાંથી ભક્તિયોગની શરૂઆત થાય છે, અને પોતાના પ્રેમપાત્ર પ્રભુ જોડે યોગ કરવામાં તેની પરાકાષ્ઠા તથા તેનું સાર્થક્ય આવી રહેલાં છે.

### મિશ્ર હેતુઓથી ભક્તિની શરૂઆત: જીવનમાં પ્રભુનો સાદ સંભળાવો: સ્વાર્થી–સકામ ભક્તિનું નિષ્કામ–રાગાત્મિકા ભક્તિમાં રૂપાંતર

આપણા ચૈતન્યની સઘળી અંધ પ્રેરણાઓ તથા સર્વે ક્રિયાઓ માનવની નિમ્ન પ્રકૃતિના સામાન્ય હેતુઓનો આશ્રય લઈને કાર્ય આરંભે છે. શરૂઆતમાં એ હેતુઓ ભેળસેળ થઈ ગયેલા અને અહંતાપ્રધાન હોય છે. પરંતુ પાછળથી જેમ જેમ તેઓ વિશુદ્ધ થાય છે અને ઉન્નતિને પ્રાપ્ત કરે છે તેમ તેમ, આપણા કર્મના પરિણામોથી તદ્દન સ્વતંત્ર રીતે, તેઓ આપણી ઉચ્ચગામી પ્રકૃતિની

ખાસ અને ઘણી જ બલવાન જરૂરિયાત તરીકે જીવનમાં ઉચ્ચ સ્થાન લે છે. અંતે, આપણા ચૈતન્યમાં ઇન્કાર ન કરી શકાય તેવી — અવિરોધ્ય આજ્ઞાર્થકતાનું રૂપ એ હેતુઓ ધારણ કરે છે. એ અવિરોધ્ય આજ્ઞા કરનાર આદર્શનું અનુસરણ તથા આજ્ઞા-પાલન કરીને પોતાની અંદર રહેલ સ્વયંભૂ પ્રભુના અંશને, એટલે પરમ તત્ત્વને માનવ પ્રાપ્ત કરી શકે તેમ છે. અત્યાર સુધી આખો વખત એ પરમ તત્ત્વ જ માનવને પોતા પ્રત્યે ખેંચી રહેલ હતુ એમ તેને પાછળથી જણાય છે. શરૂઆતમાં પ્રકૃતિની અહંતાપ્રધાન લાલચોવડે, અને પાછળથી એના કરતા ઘણા વધારે ઉચ્ચ, વિશાળ અને વિરાટ તત્ત્વવડે એ તત્ત્વ આપણને આકર્ષે છે. આખરે આપણે તેનુ સૌથી આકર્ષણ અનુભવીએ છીએ, અને તે સૌથી વધારે બલવાન તથા અવિરોધ્ય નીવડે છે. સામાન્ય ધાર્મિક પૂજાનુ શુદ્ધ ભક્તિયોગમા રૂપાંતર થાય છે તેમા લોકપ્રિય ધર્મની સ્વાર્થી અને સહેતુક, એટલેકે સકામ પૂજા, અહૈતુક અને સ્વયંભૂ પ્રેમના તત્ત્વમા કેવી રીતે વિકાસ પામે છે તે આપણે જોઇ શકીએ છીએ. સાચી ભક્તિની કસોટી પ્રેમભાવમાં રહેલી હોઈ તેવડે આપણે ખરેખર ભક્તિના રાજમાર્ગ ઉપર પ્રયાણ કરી રહ્યા છીએ કે તેને પ્રાપ્ત કરનાર ગલીકુંચીમા જ ફરીએ છીએ તે નક્કી કરી શકાય છે. પ્રભુ સાથે દિવ્ય પ્રેમ-મિલન કરવાને અધિકારી થઇએ તે પહેલા આપણી નિર્બળતાના ટેકાઓ, અહંતાના હેતુઓ તથા નિમ્ન પ્રકૃતિની લાલચો આપણે દૂર ફેંકી દેવી જોઇએ.

**દેવતાઓ તથા પ્રભુના અસ્તિત્વનો સ્વીકાર; શરૂઆતમાં ભય તથા સ્વાર્થની લાગણી; પ્રભુ વરદાતા અને શાસક છે એવું ભાન**

પોતાના પ્રાકૃતિક જીવનના ઉપર જેનો પડછાયો પડી રહ્યો

છે, જેની અસર થઈ રહી છે, તથા પોતાના જીવનના ઉપર જેની સત્તા ચાલે છે એવી કોઈ એક મહાન શક્તિનુ અથવા તો કદાચ શક્તિઓનુ ભાન માનવમા જાગ્રત થાય છે, અને જ્યારે પોતે તેની સન્મુખ ઊભો રહે છે, ત્યારે માનવ તેના પ્રત્યે કેવુ પ્રતિકાર્ય કરે? સ્વાભાવિક રીતે જ એવા અજ્ઞાની જીવનની કામનાઓ, મુશ્કેલીઓ અને જોખમો વચ્ચે રહેલ અજ્ઞાન પ્રાણી જે પ્રાથમિક પ્રતિકાર્ય કરે તે જ માનવને માટે સભવિત છે એટલે કે ભય તથા સ્વાર્થની લાગણી તેનામા પ્રથમ જાગે છે માનવમાં રહેલ ધાર્મિક વૃત્તિના વિકાસમા આ બે હેતુઓએ જે મહાન ભાગ ભજવેલો છે તેનો ઇન્કાર કરી શકાય તેમ નથી અને વાસ્તવિક રીતે, માનવની પ્રકૃતિનુ મધારણ જોતા એ પ્રમાણે થવુ જ યોગ્ય લાગે છે જ્યારે ધર્મોએ પોતાના માર્ગમા ઠીકઠીક પ્રગતિ કરી દીધી હોય છે ત્યારે પણ એ હેતુઓ વિનાશમાથી બચી ગયેલા હોઈ ધર્મમા પૂરતો આગ્રહપડતો સક્રિય ભાગ ભજવતા માલૂમ પડે છે ઘણી વાર તો માનવતા ઉપર ધર્મ જે દાવાઓ કરે છ તેની તરફેણમા એ બન્ને હેતુઓને આહ્વાન કરવામા આવે છે એમ કહેવામા આવે છે કે, 'પ્રભુના ભયમા—અથવા તો, ઐતિહાસિક સત્યને ખાતર કહેવુ જોઈએ કે 'દેવતાઓના ભયમા' —ધર્મનો આરભ રહેલો છે" એ કથન અર્ધ સત્ય છે, અને સામાન્ય રીતે ટીકાત્મક અને ઘણી વખત તો વિરોધી વૃત્તિ ધારણ કરીને ધર્મના વિકાસની દિશાનો અભ્યાસ કરનાર ભૌતિક શોધખોળ કરનારાઓએ એ અર્ધ સત્યના ઉપર જોઈએ તે કરતા વધારે ભાર મૂક્યો છે પરતુ ભગવાનનો કેવળ ભય જ માનવને ધર્મમા પ્રેરતો નથી કારણકે સૌથી અણવિકસિત, અસંસ્કૃત અવસ્થામા પણ, માનવ કેવળ ભયથી કર્મમા પ્રેરાતો નથી. એ

હેતુઓ – ભય અને સ્વાર્થ – અણગમતી, અનિષ્ટકારક વસ્તુનો ભય, અને મનગમતી તથા કલ્યાણકારી વસ્તુઓની ઈચ્છા,— માનવને પ્રેરે છે. જ્યારે અંતર્નું જીવન માનવને સૌથી વધારે અગત્યનું લાગે અને બાહ્ય વસ્તુઓનાં કાર્યપ્રતિકાર્યવાળું જીવન ગૌણ લાગે એટલો વિકાસ સાધે તે પહેલાં તો જીવન એટલે કર્મ અને ફળની પરસ્પર સંકળાયલી સાંકળ એવું જ માનવ માનતો હોય છે અને તેનું સમગ્ર ધ્યાન એ કર્મ તથા ફળની સાંકળ જ રોકી રાખે છે. એ શ્રેણીમાં ઈષ્ટ પદાર્થો, ઈપ્સિત કામનાઓ વગેરે પુરુષાર્થવડે સિદ્ધ કરવામાં આવતી વસ્તુઓ તથા અનિષ્ટ, ભય ઉત્પન્ન કરનાર, અને પોતાનાથી દૂર રાખવાની, ત્યાજ્ય, વસ્તુઓનો સમાવેશ થાય છે. એ અનિષ્ટ પરિણામો કર્મના ફળ તરીકે માનવને ભોગવવાં પડે એ શક્ય છે. વળી માનવને ભોગવવાનાં સર્વે પરિણામો કાંઇ તેના પોતાના વ્યક્તિગત, અંગત કર્મને લઇને જ બની આવે એવુ કાંઇ નથી. બીજાઓના, તથા વિરાટ-પ્રકૃતિના કાર્યને આભારી પરિણામો પણ તેને ભોગવવાં પડે છે. એટલે, દશ્ય જગતની પાછળ પોતાનાં કર્મ તથા તેનાં ફળના ઉપર અસર કરી શકે, અથવા તો તેમને નિર્માણ કરી શકે, એવી કોઇ સત્તાનું ભાન માનવને થાય છે કે તુરત જ વરદાતા, અથવા તો શિક્ષા કરનાર શાસક, તરીકે તેનો ખ્યાલ તે બાંધે છે. એ દિવ્ય સત્તા માનવને સહાય કરી શકે છે, તથા વિશિષ્ટ સંજોગોમાં સહાય કરવાને રાજી હોય છે, અથવા તો તે તેને દુઃખ દઇ શકે છે. ટૂંકામાં, તે કર્તાહર્તા છે એમ માનવ કલ્પે છે.

**ભક્તિનાં અતિપ્રાથમિક સ્વરૂપો : ખુશામત, પ્રાર્થના વગેરે. વિશ્વમાં વ્યાપી રહેલ ન્યાયનું તત્ત્વ; પ્રભુનો ન્યાય;**

## નીતિ ને સદાચારને પરિણામે મળતી બક્ષિસ તથા તેથી વિરુદ્ધ શિક્ષા પ્રભુની ન્યાયવૃત્તિ ચલિત કરી શકાય છે ભેટ, દાન, સ્તુતિ વગેરે ઉપાયો

પોતાના સૌથી વધારે અસંસ્કૃત ભાગોમા માનવ પ્રભુને પોતાના જેવો,—અહંતામય, સ્વાભાવિક આવેગોવાળો કલ્પે છે, આ રીતે જ્યારે તૂઠે ત્યારે ભલુ કરનાર અને રૂઠે એટલે કે વાકુ પડે — ત્યારે ખૂરુ કરનાર પ્રભુનો ખ્યાલ તે બાધે કે એ દષ્ટિએ જોતા, આરાધના અને પૂજનની ક્રિયા, દાનવડે પ્રભુને પ્રસન્ન કરવાની તથા પ્રાર્થનાવડે તેની પાસે યાચના કરવાની ક્રિયાઓ ઉપાય તરીકે ઉપયોગી લાગે છે પ્રભુની પ્રાર્થના કરીને તથા તેની ખુશામત કરીને ઉપાસક તેને પોતાની તરફણમા લઇ શકે છે એમ તે માને છે જ્યારે માનવનુ મન વધારે પ્રગતિ કરે છે ત્યારે જીવનના સઘળા વ્યાપારોમા તેને ન્યાયનો કોઇ દૈવી સિદ્ધાત કાર્ય કરી રહ્યો જણાય છે અને વિશ્વમા પ્રવર્તી રહેલ એ દિવ્ય ન્યાયના તત્ત્વને પોતાના વિચારોના તથા ચારિત્રના બધારણ પ્રમાણે માનવ સમજે છે એટલે કે માનવની ન્યાયવૃત્તિની જ મોટી આવૃત્તિને તે પ્રભુનો દિવ્ય ન્યાય માની લે છે આ પ્રમાણે થતા માનવમા શુભ અને અશુભનો નૈતિક ખ્યાલ પેદા થાય છે તથા પોતાના પર પડતી ક્લેશ, આપત્તિ અને અશુભો આપે એવી, દુ ખદાયક સર્વ ઘટનાઓને પોતાના પાપની શિક્ષા તરીકે અને સુખ, સપત્તિ અને આનદકારક સર્વે અનુભૂતિઓને સદ્ગુણ અને સદાચારની —પુણ્યની બક્ષિસ તરીકે ગણે છે એ દશામા તેનો પ્રભુનો ખ્યાલ, એટલે સમ્રાટનો, ન્યાયાધીશનો, ધર્મરાજનો, કાયદાઓ ઘડનાર સ્મૃતિકારનો, ન્યાયનો અમલ કરનાર અધિકારીનો

ખ્યાલ હોય છે. આમ હોવા છતા માનવને મન ભગવાન એટલે મોટા પ્રમાણોવાળો, વિશાળ પરિમાણોવાળો, માનવ જ હોવાથી જેમ પ્રાર્થનાવડે અને પ્રસન્ન કરવાના અન્ય પ્રયત્નોવડે માનવની ન્યાયવૃત્તિ ચલિત થઈ શકે છે તેમ પ્રભુની ન્યાયવૃત્તિ પણ તે જ ઉપાયોવડે ચલિત કરી શકાય એમ તે માની લે છે. માનવનો ન્યાયનો ખ્યાલ બક્ષિસ અને શિક્ષા એ બે વિચારોનો બનેલો હોય છે શિક્ષારૂપે પ્રકટતી ન્યાયવૃત્તિમાં યાચક પ્રત્યે દયા બતાવવાથી ફેરફાર થઈ શકે છે પ્રભુ જેવી પરમ સત્તા પોતાના અનુયાયીઓ અને પૂજકો પ્રત્યે માયાળુતા અને ખાસ કૃપા બતાવી શકે તેમ હોવાથી બક્ષિસોમા એવી વિશિષ્ટ કૃપાવડે વધારો હમેશાં કરાવી શકાય છે એમ માનવને લાગે છે વળી વધારામા, માનવની પેઠે ભગવાનને પણ મન્યુ – દિવ્ય ક્રોધ થાય છે તેનામા પણ વૈરવૃત્તિ હોય છે ! ભેટ આપીને, યાચના કરીને તથા પ્રાયશ્ચિત કરીને ક્રોધ – કોપ તથા વૈરવૃત્તિનુ શમન કરી શકાય છે. વળી પ્રભુ પક્ષપાત પણ કરી શકે છે ભેટો, પ્રાર્થનાઓ તથા ગુણગાન — કીર્તનવડે તેનો પક્ષપાત આપણા પ્રત્યે આકર્ષી શકાય છે. આ પ્રમાણે માનવ માનતો હોવાથી કેવળ નીતિના નિયમનુ પાલન કરવાના ઉપર આધાર રાખવાને બદલે પ્રાર્થના અને પ્રસન્ન કરવાના અન્ય ઉપાય તરીકે આરાધના કરવાનુ ચાલુ રાખે છે.

ઉપર જણાવેલા હેતુઓની જોડેજોડે માનવની અદર વ્યક્તિગત – અગત લાગણીના વિકાસનુ એક તત્ત્વ દાખલ થાય છે. શરૂઆતમા વિસ્મયની લાગણી – આશ્ચર્યભાવ – ‘અહો’ભાવ જાગે છે. કોઈ અપરિમેય, અતિસમર્થ, અને જેની ક્રિયાશક્તિના મૂળ તથા વિસ્તાર વિષે એક પ્રકારની ગહનતા — અકલિત ગતિ રહેલી

જણાતી હોય તથા માનવની પ્રકૃતિથી અમાપ અંતરે વસતી હોય એવી સત્તા વિષે એવો 'અહો'ભાવ જાગે એ સ્વાભાવિક છે. એ, પોતાનાથી ઉચ્ચતર પ્રકૃતિવાળી, અથવા તો પોતાનાથી વધારે પૂર્ણતાવાળી સત્તા માટે માનવના અંતરમાં પાછળથી સન્માન-ભરી અને આશ્ચર્યભાવવાળી ભક્તિની લાગણી થાય છે. કારણકે ભગવાનની પ્રકૃતિ પણ માનવ જેવી જ છે એવો ખ્યાલ માનવને હોવા છતાં સાથેસાથે તેની સર્વજ્ઞતાનો, સર્વશક્તિમત્તાનો તથા માનવપ્રકૃતિથી તદ્દન ભિન્ન એવી કોઇ ગહન, દૈવી પૂર્ણતાનો ખ્યાલ પ્રભુત્વના ખ્યાલમાં ઉમેરાય છે. લોકપ્રિય થયેલા ધર્મોનો નવ-દશાંશ ભાગ આ બધા હેતુઓના ખીચડાનો બનેલો હોય છે,—અલબત્ત, તે જુદીજુદી રીતે વિકસેલો, ઘણી વાર બદલાયલો, ઘણી વાર સૂક્ષ્મરૂપને પ્રાપ્ત થયેલો અથવા તો ઘણી વાર તેના પર ઢોળ ચઢાવવામાં આવેલો જોવામાં આવે છે. ધર્મના તત્ત્વનો બાકીનો એક-દશાંશ ભાગ મહાન આધ્યાત્મિકતાવાળી વ્યક્તિઓ માનવ-જાતિના ગ્રામ્ય – અસંસ્કૃત – પ્રાથમિક દશાના ધાર્મિક વિચારો-માં પ્રભુ વિષે જે વધારે ઉદાત્ત, વધારે સુંદર, તથા જે વધારે ઊંડા — તલસ્પર્શી વિચારો લાવી શકેલા તેમનો બનેલો હોય છે. એ ઉચ્ચ આધ્યાત્મિક અંશ ધીમેધીમે, ટીપેટીપે, બીજા નવ-દશાંશમાં વ્યાપી જઇને તેનામાં પ્રસરી રહે છે. આવા મિશ્રણને પરિણામે ધર્મનું જે સ્વરૂપ પ્રકટે છે તે એવું ગ્રામ્ય, અસંસ્કૃત, અને પ્રાથમિક, હોય છે કે પ્રશ્નાર્થ, શંકાશીલતા અને અશ્રદ્ધાનાં બાણો મારવાનું તે સગવડભર્યું લક્ષ્ય થઈ રહે છે. માનવના મનની એ બે શક્તિઓની — શંકાશીલતા અને અશ્રદ્ધાની — ધર્મ તથા શ્રદ્ધાને પોતાને માટે પણ ઉપયોગિતા છે; કારણકે ધર્મના વિચારો-માં જે ગ્રામ્ય કે અસત્ય તત્ત્વો હોય છે તે દૂર કરી વિશુદ્ધ થવાની

તથા ઉન્નતિ પ્રાપ્ત કરવાની તેઓ ધર્મને ફરજ પાડે છે. પરંતુ આપણે અહીં જે વિચારવાનું છે તે એ છે કે ધાર્મિકવૃત્તિને પરિણામે આરાધના તથા પૂજા કરવાની જે ક્રિયા શરૂ થાય છે તેમાં તેના શરૂઆતના હેતુઓ કેટલે દરજ્જે કાયમ રાખવા ? અને પૂજા અને આરાધનાથી શરૂ થતા ભક્તિયોગમાં આ તત્ત્વો કેટલે સુધી સ્વીકાર્ય ગણી શકાય ? એ પ્રશ્નના ઉત્તરનો આધાર એ હેતુઓ પ્રભુ અને માનવઆત્મા વચ્ચેના સંબંધમાં રહેલ કોઇ (અંતિમ) સત્યના ઉપર કેટલે અંશે પ્રતિષ્ઠિત છે તેના ઉપર રહેલો છે. કારણકે ભક્તિયોગને પરિણામે આપણે ભગવાનની સાથે એકતા પ્રાપ્ત કરવા માગીએ છીએ, આપણે તેની જોડે સાચો સબંધ બાંધીએ છીએ,— નહિ કે આપણી નિમ્ન પ્રકૃતિના, અને તેના અહંતાભર્યા આવેગોના અને અજ્ઞાનના મૃગજળ જોડે.

## શંકાશીલતાના પ્રશ્નો; યોગમાં દૃશ્ય જગતથી પર એવી સત્તાનો સ્વીકાર અનિવાર્ય છે. યોગશાસ્ત્ર અનુભવનું શાસ્ત્ર છે; સામાન્ય ચૈતન્યથી પર દશામાં સમાધિની પ્રાપ્તિ

શંકાશીલતાભરી અશ્રદ્ધા ધર્મના ઉપર હુમલો કરે છે તે એ મુદ્દા ઉપર કે માનવ કરતાં મહાન અને ઉચ્ચ એવી કોઇ સચેતન સત્તા કે એવું સત્ વિશ્વમાં છે જ નહિ અને આપણા જીવનના ઉપર તેની અસર થતી નથી, અથવા તો તેના ઉપર તે સત્તાનો અધિકાર ચાલતો નથી. એ મુદ્દો યોગ સ્વીકારી શકે તેમ નથી, કારણકે એના સ્વીકારમાં સર્વ પ્રકારના આધ્યાત્મિક અનુભવોનો ઇન્કાર રહેલો છે. એનો સ્વીકાર એટલે યોગસાધનાની અશક્યતાનો જ સ્વીકાર. યોગ એ કાંઇ મીમાંસા કે લૌકિક ધર્મની પેઠે તત્ત્વજ્ઞાનની દલીલોનો કે માન્યતાઓનો નહિ, પરંતુ

અનુભૂતિનો — એટલે કે, સાક્ષાત્કારનો વિષય છે યોગનો સાક્ષાત્કાર તો આપણને એક વિરાટ, સચેતન અને પરાત્પર સત્ જોડે મિલન કરાવે છે અને હમેશા તાજો કરી શકાય અને પરખી શકાય એવો એ અદૃષ્ટ સત્તા જોડેના અદ્વૈતનો સચેતન સાક્ષાત્કાર સ્થૂળ પાર્થિવ જગતના અને દૃશ્ય વસ્તુઓના આપણા સચેતન અનુભવ જેટલો સત્ય અને વાસ્તવિક હોય છે એવા દૃશ્યરૂપની અદૃશ્ય બુદ્ધિમય ભૂમિકા જોડે રોજ આપણે સતત આપલે કરતા જ હોઈએ છીએ યોગની પ્રગતિ સચેતન અદ્વૈત પ્રત્યે થાય છે સચેતન કરણનો આશ્રય લઈને યોગ થઈ શકે છે અચેતન જોડે સચેતનનું અદ્વૈત સ્થાપન કરી જ ન શકાય યોગનો એ સાક્ષાત્કાર માનવચૈતન્યથી પર જાય છે તથા સમાધિની અવસ્થામા માનવચૈતન્યની સામાન્ય દશાથી તેનુ ચૈતન્ય પર જાય છે પરતુ એનો અર્થ એવો નથી થતો કે માનવની ચેતનાનો તેમા વિનાશ થઈ જાય છે તેમા માનવતાની વર્તમાન મર્યાદાઓનુ ફક્ત ઉલ્લઘન કરી માનવચેતના તેની સપાટીથી પર જતી રહે છે

**ધર્મ અને ભક્તિમા પ્રભુના વ્યક્તિત્વનો સ્વીકાર, માનવ સબધોને પ્રભુ પ્રત્યે દોરવા, માનવના પ્રેમને પ્રભુનો પ્રત્યુત્તર, નિરજન, નિર્ગુણ અતિમ આદર્શ છે? વ્યવહારમા વ્યક્તિત્વની અનિવાર્ય અગત્ય**

આટલે સુધી તો જુદાજુદા યોગમાર્ગો એકમત છે પરતુ ધર્મ અને ભક્તિયોગ તેનાથી આગળ જાય છે, તેઓ એ પરમ સત્‌ને વ્યક્તિત્વ છે એમ જાહેર કરે છે તથા માનવની જોડે તે પરમ વ્યક્તિ માનવ જેવા સબધો રાખી શકે છે એમ પણ કહે છે ધર્મ તથા ભક્તિ બનેમા માનવ પોતાની માનવતા સહિત પ્રભુ

સમીપ જાય છે; એટલેકે, માનવબંધુ જોડે માનવ જેવી રીતે જુદાજુદા ભાવ ઉપર રચાયલા વિવિધ સબંધો ગખી શકે છે તેવી જ રીતે પ્રભુ જોડે પણ તેવા જ સબંધો તે સ્થાપન કરી શકે છે. ફેર માત્ર એટલો કે પ્રભુ પ્રત્યે જતા તેના ભાવ વધારે જોરદાર, તીવ્ર અને ઊંડા હોઈ ઉદાત્તતાને પ્રાપ્ત થયલા હોય છે. વળી એટલું જ બસ નથી, પ્રભુ પણ માનવના એ ભાવોને અનુરૂપ પ્રત્યુત્તર આપે છે. એવા પ્રતિકાર્યની શક્યતા છે કે કેમ ? એ જ મોટો પ્રશ્ન છે. કારણકે ભગવાનને આપણે નિરંજન, અવ્યક્ત, નિર્ગુણ જ ગણીએ તો, તે માનવભક્તિનો ઉપર જણાવ્યો તેવો પ્રત્યુત્તર આપવો તેને માટે શક્ય નથી એમ જ આપણે સ્વીકારવુ પડે અને તેના પ્રત્યે માનવતા સહિત જવાના સઘળા પ્રયત્નો અર્થ વગરના છે એમ કહી શકાય. ઊલટુ. માનવતાથી મુક્ત થવું જોઇએ વ્યક્તિત્વથી છૂટા થઇ જવુ જોઇએ અને આપણાપણુ મીટાવી દેવુ જોઈએ. નિર્ગુણ, નિરંજન સ્વરૂપની સમીપ જવાની બીજી શરત કે બીજો ઉપાય હોઈ શકે જ નહિ અવ્યક્ત – સત્ જેનો આપણી જોડે કશો જ સબંધ નથી, જેને વિશ્વના કોઈ પદાર્થ જોડે કશા પ્રકારનો સંબંધ નથી. આપણુ મન – બુદ્ધિ જેને સમજી શકે એવુ એક પણ લક્ષણ જેનામા નથી, જે અચિંત્ય છે, તેના પ્રત્યે પ્રેમ હોવો, તેનો ભય, તેની પ્રાર્થના, તેના ગુણગાન, પૂજા કે આરાધના વગેરે તર્કવિરુદ્ધ, અર્થ વગરની મૂર્ખતા જ ગણાય એ દેખીતુ છે. આ રીતે જોતાં તો ધર્મ અને ભક્તિને સ્થાન જ નથી પોતાની શુષ્ક અને વધ્ય મીમાસાને ધર્મના પાયાનો ટેકો આપવા માટે અદ્વૈતવાદીને પણ વ્યવહારમાં તો ઈશ્વરનુ અને દેવોનુ અસ્તિત્વ સ્વીકારવુ પડે છે તથા માયાવાદની સમજૂતી આપીને મનને છેતરવુ પડે છે, જ્યારે પરમાત્માને સ્થાને પૂજનીય તરીકે ગૌતમ બુદ્ધની સ્થાપના થઈ ત્યાર પછી જ બૌદ્ધમત લોકપ્રિય થયો.

## પ્રભુનો સંબંધ વ્યક્તિત્વવાળો, પ્રભુના ભિનંગત સંબંધોનો વિચાર; ભગવાન ભક્તની ખોજ કરે છે.

વળી પરમ તત્વરૂપ પરમાત્મા આપણી સાથે સબંધ કરી શકે તેવો હોય, પરંતુ તે સબંધો જો ભિનગત – વ્યક્તિગત નહોય તો ધર્મની અંદરથી જીવંત તત્વો હરાઈ જાય, અને ભક્તિનો માર્ગ અસરકારક, અને કદાચ શક્ય પણ ન રહે આપણે એ પરમ સત્તામા માનવ ભાવો આરોપિત કરી શકીએ છીએ, પરંતુ તે પણ અસ્પષ્ટ અને અવ્યવહારુ રૂપમા અને કોઈ પણ પ્રકારના માનુષી પ્રત્યુત્તરની આશા રાખ્યા વિના જ. ઉપર વર્ણવ્યો તેવો પ્રભુ તો આપણને કેવળ એક જ રીતે પ્રત્યુત્તર આપી શકે તેમ છે, એટલેકે, આપણા ભાવોને તદ્દન શાન્ત કરી દઈને, તે આપણી પ્રકૃતિના ઉપર પોતાની અપૌરુષેય અક્ષોભતા અને નિશ્ચલ સમતા પાથરી દઈ શકે છે અને પ્રભુના વિશુદ્ધ અપૌરુષેય તથા નિર્ગુણ સ્વરૂપને પહોચવા જ્યારે પ્રયત્ન કરીએ છીએ ત્યારે ખરુ જોતા એ અનુભૂતિઓ આપણને પ્રથમ પ્રાપ્ત થાય છે એ શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને આપણે એક નિયમ તરીકે ગણીને તેનો સ્વીકાર કરીને તેને તાબે થઈ શકીએ છીએ, તેના શાંત સત્ સ્વરૂપ પ્રત્યે અભીપ્સા રાખીને આપણા ચૈતન્યને ઊર્ધ્વગામી કરી શકીએ છીએ, આપણા ભાવ પ્રધાન ચિત્તનો ત્યાગ કરી દઈને તેના સ્વરૂપમા આપણો વિકાસ કરી શકીએ છીએ અને એ સાધનાને અંતે આપણામાં રહેલ માનવતા ક્ષોભ રહિત થાય છે, સમતુલા પ્રાપ્ત કરે છે, અને પ્રશાંત બને છે ખરી, પરંતુ સંતુષ્ટ થની નથી પરંતુ ધર્મની સાથે એક-મત થઈને ભક્તિનો યોગ એવી ભિનગત અભીપ્સાને ઠેકાણે વધારે નિકટની અને વધારે ભાવભીની આરાધના કરવાનો આગ્રહ કરે

છે. આપણામાં રહેલ માનવતા તથા અપૌરુષેયતા બન્નેની સાર્થકતા પ્રાપ્ત કરવી એ તેનો હેતુ છે. માનવમાં જે ભાવપ્રધાન તત્ત્વ ઊર્મિ-પ્રધાન ચિત્ત આવી રહેલ છે તેને દિવ્ય સંતોષ પ્રાપ્ત કરાવવો એ તેનો હેતુ છે. ધર્મ તથા ભક્તિમાર્ગ માનવના પ્રેમનો સ્વીકાર કરવાની તથા તેના જ સ્વરૂપમાં પ્રત્યુત્તર આપવાની માગણી પ્રભુ પાસે કરે છે. વળી, આપણે જેમ પ્રભુમાં આનંદ પામીએ છીએ અને તેની ખોજ કરીએ છીએ તેમ, ભક્તિયોગ માને છે કે, ભગવાન પણ આપણામાં આનંદ લઈ રહ્યો છે અને આપણને શોધી રહ્યો છે. અને એ માગણીને તદ્દન તર્કવિરુદ્ધ ગણીને દોષવાળી ઠગાવી શકાય તેમ નથી કારણકે, જો પરમ, વિરાટ સ્વરૂપ પરમાત્મા આપણામાં આનંદ લેતો જ ન હોય તો આપણે અસ્તિત્વમાં આવ્યા જ કેવી રીતે, અથવા તો જીવનમાં કેવી રીતે ટકી રહ્યા છીએ, તે સમજવું મુશ્કેલ છે અને પ્રભુ જો આપણને પોતા પ્રત્યે આકર્ષતો ન હોય — એટલેકે, દિવ્ય રીતે આપણને શોધતો ન હોય તો સામાન્ય જીવનની આપણી ઘટમાળ યાને ઘરેડમાંથી આપણે પાછા ફરી પ્રભુની શોધ શા માટે કરવી જોઈએ તેનું કારણ પ્રકૃતિમાં આપણને જડતું નથી.

**ભક્તિયોગનાં ચાર ગૃહીતો:—૧ પરમ સત્–પ્રભુ, ૨. વિશ્વમાં જ તે પ્રભુની પ્રાપ્તિ, ૩. પ્રભુ જોડે અંગત સંબંધોની સ્થાપના, ૪. પ્રભુ તરફથી માનવની ઊર્મિઓનો પ્રત્યુત્તર. પ્રભુ એટલે માનવની મોટી આવૃત્તિ નહિ. માનવના ભાવોનું મૂલ શુદ્ધ સ્વરૂપ.**

એટલે ભક્તિયોગની શક્યતાના સ્વીકારમાં આપણે નીચેનાં

ગૃહીતોને સ્વીકૃત તરીકે સ્વીકારીએ છીએ. પ્રથમ,—પરમ સત્ — પરમાત્મા કેવળ વિચારમય સત્ અથવા તો સત્‌ની કે ચૈતન્યની કેવળ અવસ્થા માત્ર નહિ, પરંતુ સચેતન સત્-સ્વરૂપ છે. બીજું,—પ્રભુ આપણને આ વિશ્વમાં જ મળે છે અને તે પોતે વિશ્વમાં વ્યાપી રહેલો હોઇ વિશ્વનું આદિકારણ પણ તે જ છે;—એમ જો ન હોત તો વિરાટ જીવનનો ત્યાગ કરીને જ આપણે તેની સાથે યોગ કરી શકત. ત્રીજું,— આપણી જોડે તે અંગત સંબંધ સ્થાપન કરી શકે તેમ છે અને તેથી કરીને તે વ્યક્તિત્વયુક્ત પણ છે. ચોથું,—આપણા માનુષી ભાવો સહિત જ્યારે આપણે તેના સામીપ્યમાં જઇએ છીએ ત્યારે આપણને તે પણ ભાવ રૂપે પ્રત્યુત્તર આપે છે. પરંતુ આનો અર્થ ભગવાનની પ્રકૃતિ એટલે માનવપ્રકૃતિની મોટી આવૃત્તિ યા તો કેટલાંક વિકારી તત્ત્વોથી મુક્ત થયલી માનવપ્રકૃતિ તે દિવ્ય પ્રકૃતિ છે, કે પછી ભગવાન એટલે વિશાળ પ્રમાણોવાળો માનવ કે પછી ફક્ત આદર્શ-માનવ એમ માની લેવું નહિ. આપણા ચૈતન્યની સામાન્ય અવસ્થામાં 'આપણે' એટલે જેમ પોતાના ગુણોથી પરિમિત થયેલ 'અહંતા' હોઇએ છીએ તેવો ભગવાન છે નહિ અને હોઈ શકે પણ નહિ. એનાથી ઊલટપક્ષે, આપણી માનવ ચેતનાનું મૂળ અને તેનાં સર્વે તત્ત્વોની ઉત્પત્તિ પ્રભુમાં હોવી જોઇએ. પરંતુ પ્રભુ જેમ ત્રિગુણથી તથા તેનાં કાર્યોથી પર છે તેમ આપણે નથી,— વળી આપણે 'અહંતા'માં બદ્ધ છીયે,— વિરાટ સ્વરૂપ નથી,— આપણે આપણી પ્રકૃતિથી પર નથી,—પ્રભુ પેઠે ગુણો તથા તેનાં કાર્યોથી પર નથી. આ કારણોને લીધે આપણામાં પ્રભુનું સ્વરૂપ દિવ્ય રહી શક્યું નથી. છતાં પણ આપણામાં જે ભાવપ્રધાન પ્રકૃતિ — ચિત્ત રહેલ છે તેની ઊર્મિઓ કેવળ અસત્ કે મિથ્યા જ છે એમ માનવું

તેની સાથે અદ્વૈત – એકના પ્રાપ્ત કરવાની નજીક જતા જઈશુ તેમ તેમ જે કાઇ અસત્ય અને અજ્ઞાનભર્યું હશે તે આપોઆપ આપણી પ્રકૃતિમાથી સરી પડશે વિકાસની જે ભૂમિકામા આપણે હોઇએ છીએ ત્યા આગળથી જ આપણો સ્વીકાર કરીને આપણા સર્વે ભાવોનો પ્રત્યુત્તર પ્રભુ આપે છે કારણકે જો આપણને કોઇ પણ પ્રકારનો પ્રત્યુત્તર મળે નહિ અથવા તો આપણા અપૂર્ણ સામીપ્યને સહાય આપવામા આવે નહિ તો વધારે પૂર્ણ સબધ સ્થાપન કરી શકાય જ નહિ. જેવી રીતે માનવો તેની સમીપ જાય છે તેવી જ રીતે પ્રભુ તેમનો સ્વીકાર કરે છે અને તેમની ભક્તિનો પ્રત્યુત્તર પોતાના દિવ્ય પ્રેમવડે આપે છે *ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।* (ગીતા) જે કોઈ સ્વરૂપ, જે કોઇ ગુણ માનવ પ્રભુમા અધ્યારોપિત કરે છે તે સ્વરૂપ તથા તે તે ગુણવડે પ્રભુ માનવનો વિકાસ કરવામા સહાય કરે છે, તેમને ઉત્સાહ ઉત્તેજન આપે છે, અથવા તો તેમની પ્રગતિનુ શાસન કરે છે, તથા સીધે કે વાકેચૂકે રસ્તે તેમને પોતાના પ્રત્યે આકર્ષે છે જુદા જુદા ભક્તો પ્રભુના જે જે સ્વરૂપને ભજે છે તે દરેક સત્ય હોય છે પરતુ એ સત્ય એટલેકે ભક્તના પોતાના માનસમા તે સમજી શકે તેવી રીતે તેના ચૈતન્યમા પ્રકટ થતુ પ્રભુનુ સત્ય હોય છે, અર્થાત્, માનવતાથી પર પ્રભુની પોતાની દિવ્ય ભૂમિકામાં તેનુ જે સમગ્ર અને અખડિત વાસ્તવિકતાવાળુ સ્વરૂપ હોય છે તેની સરખામણીમા ભક્તનું ઇષ્ટ દેવતાનું સ્વરૂપ ખડિત તથા વિકૃત છે એમ કહી શકાય જ્યારે સમગ્ર રૂપે પ્રભુના સ્વરૂપનું જ્ઞાન ભક્તને પ્રાપ્ત થાય છે ત્યારે પોતાની સામાન્ય ભૂમિકામા તે માનતો હોય છે તેના કરતા તદ્દન જુદુ જ સ્વરૂપ તેને માલૂમ પડે છે ધર્મની અદર રહેલા પ્રાથ્ય, અસસ્કૃત અને પ્રાથમિક

(અર્ધવિકસિત) તત્ત્વો જોવામાં આવે છે તેમની સાર્થકતા ઉપરના દૃષ્ટિબિંદુથી જોતા સમજી શકાય છે; અને તેમની ક્ષણિકતા અને અસ્થાયીપણાની સમજૂતી પણ તેમાં જ આવી જાય છે. તે સ્વરૂપો સકારણ ઠરે છે કારણકે તેમની પાછળ ભગવાનનુ દિવ્ય સત્ય રહેલુ હોય છે અને માનવ ચૈતન્યના વિકાસની એ ભૂમિકામાં ભગવાનના સ્વરૂપમાં રહેલા એ સત્ય પ્રત્યે પણ માનવની ગતિ એ રીતે જ સભવી શકે છે, એ રીતે જ તેને પ્રગતિ કરવામાં સહાય કરી શકાય તેમ હોય છે. ભક્તની પ્રગતિ થતાં એવાં પ્રાથમિક સ્વરૂપોને ઘણી વાર નાલાયક ઠરાવવામા આવે છે, કારણકે પ્રભુ સબધી એના એ ગ્રામ્ય વિચારો અને સબધોને આગ્રહપૂર્વક વળગી રહેવુ એટલે તો જે નિકટનુ-ગાઢ અદ્વૈત પ્રાપ્ત કરવાનો આપણો હેતુ છે તેને ગુમાવી દેવા બરોબર જ કહેવાય

## પ્રકૃતિમાં કાર્ય કરતી પ્રેરણા, માનવમાં કાર્ય કરતો પ્રકૃતિનો હેતુ: 'યોગ' ક્યારે શરૂ થયો ગણાય? વિશુદ્ધ હેતુવાળો ભક્તિયોગ, ભક્તિમાંથી પાર્થિવ તત્ત્વોનો પરિત્યાગ; પ્રેમભક્તિની ઉત્તમતા

આપણે આગળ કહ્યુ છે કે જીવન સમસ્ત પ્રકૃતિનો યોગ છે, આ પાર્થિવ ભૂમિકા ઉપર પ્રાથમિક, આદ્ય અચેતનતામાથી, પોતે જેમાથી પ્રકટ થયેલ છે તે સચેતન પ્રભુ જોડે અદ્વૈત કરવા માટે પ્રકૃતિનો આવિષ્કાર - આવિષ્કરણ એનુ નામ જીવન કહી શકાય. પ્રકૃતિના સિદ્ધ કરણરૂપ માનવ જ્યારે ધર્મનુ અનુસરણ આરભે છે ત્યારે પ્રકૃતિના હેતુ વિષે તે સચેતન થાય છે, અને પ્રકૃતિની અભીપ્સાનો પોતાનામા તે પડઘો પાડે છે. સામાન્ય લોકપ્રિય ધર્મ

પણ એક પ્રકારનો ભક્તિયોગ જ હોય છે. પરંતુ જ્યાં સુધી તેનો હેતુ સ્પષ્ટ થાય નહિ એટલેકે જ્યાં સુધી પ્રભુ સાથે યોગ કરવો એ પોતાનો હેતુ છે તથા પ્રેમ એ યોગ કરવાનું કરણ છે એવું સ્પષ્ટ રીતે સ્વીકારીને જીવન ગાળવામાં માનવ પ્રવૃત્ત થતો નથી ત્યાં સુધી આપણે 'યોગ' એવું નામ જે અભ્યાસને આપીએ છીએ તેનો આરંભ થયો ગણાય નહિ. પ્રેમનો સાક્ષાત્કાર કરવાને તથા પ્રેમમાં પોતાના ભેદભાવવાળા વ્યક્તિત્વનો લોપ કરવાને માનવ બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરે ત્યારે જ 'યોગ'ની શરૂઆત થઈ ગણાય. જ્યારે એ પ્રમાણે કરવામાં આવે ત્યારે યોગનું નિશ્ચિત પગલું ભરાયું અને તેની સિદ્ધિ પણ નિર્માણ થઈ ચૂકી સમજવી. આ પ્રમાણે જોતા આપણને સ્પષ્ટ જણાય છે કે ભક્તિ કરવાના સર્વ પ્રકારના હેતુઓને પ્રભુ પ્રત્યે એકાગ્રભાવે અને સુખ્યત· વાળવા જોઇએ. ત્યાર પછી તેમનામા જે પાર્થિવ તત્ત્વો રહી ગયેલા હોય તેમનાથી તેમને મુક્ત કરવા જોઈએ. આખરે તે સર્વે હેતુઓ વિશુદ્ધ અને સપૂર્ણ પ્રેમમા લય પામી જવા જોઈએ. પ્રેમના સપૂર્ણ અદ્વૈત સાથે જે હેતુઓ સહજીવી બની શકે નહિ તે સઘળા ધીમેધીમે દૂર થઇ જવા જોઈએ; અને દિવ્ય પ્રેમના આવિર્ભાવરૂપ તથા દિવ્ય પ્રેમનો આનંદ લેવાના સાધનરૂપ જે હેતુઓ થઈ શકે તેમ હોય, તેવા જ બાકી રહેવા જોઇએ. પ્રેમ એ જ માત્ર એક એવો ભાવ છે કે જે સપૂર્ણપણે અહેતુક અને સ્વયંભૂ છે. પ્રેમનો હેતુ પ્રેમ સિવાય બીજો હોવાની જરૂર નથી. આપણા સર્વે ભાવો આનદની શોધમાથી અને તેની પ્રાપ્તિમાંથી કે પછી તે શોધની નિષ્ફલતામાંથી અથવાતો આપણે પ્રાપ્ત કરવા ધારેલ કે આપણે પ્રાપ્ત કરેલ આનદનો લોપ થાય છે તેમાંથી જન્મે છે. પ્રભુના સ્વયંભૂ આનંદની સીધેસીધી પ્રાપ્તિ

કરવા જે કરણ આપણને અધિકારી બનાવે છે તે પ્રેમ છે. દિવ્ય પ્રેમ એટલે સ્વયભૂ આનંદની પ્રાપ્તિ અને જાણે કે આનંદનો સ્થૂલ સઘન દેહ.

**માનવને ગૂંચવનાર પ્રશ્નો; ભક્તિયોગમાં બુદ્ધિ ગૌણ અને હૃદય મુખ્ય; પ્રભુનું અંતિમ સ્વરૂપ કેવું હોય છે? ભક્તના અધ્યારોપિત સ્વરૂપોનો સ્વીકાર; કેવલાદ્વૈતવાદ અને ભક્તિયોગ બન્નેનો સમન્વય; પ્રેમની બે દિશા: ૧. પરસ્પર ભોગ, ૨. સંપૂર્ણ લય.**

યોગની આપણી યાત્રામાં ઉપર જણાવેલાં સત્યો તેની મર્યાદા પણ બાંધે છે. માનવના મનને ગૂચવનારા કેટલાક ગૌણ પ્રશ્નો અહીં ઉપસ્થિત થાય છે ખરા; અને આપણે તેમનો નિકાલ કરવાનો બાકી છે. તો પણ તે પ્રશ્નો મૌલિક નથી, કારણકે ભક્તિના માર્ગમાં જે જ્ઞાનપ્રાપ્તિ થાય છે તેને માટે પણ આપણે બુદ્ધિથી નહિ પરંતુ હૃદયમાથી જ શરૂઆત કરીએ છીએ. એટલે શરૂઆતમાં મુખ્યત્વે કરીને આપણે જે જોવાનુ છે તે એ કે હૃદયમાંથી ઉદ્‌ભવતા ભક્તિના હેતુઓ સાચા છે કે કેમ? તથા અંતે તેઓ પ્રેમના પવિત્ર, સ્વયભૂ હેતુની સમીપ જઇને, લય પામે છે કે નહિ? અહીં કેટલાક મુશ્કેલ પ્રશ્નો બાકી રહે છે. ઉદાહરણ તરીકે, પ્રભુનું આદ્ય, અને અન્નમયતાથી અથવા પાર્થિવતાથી પર એવું સ્વરૂપ, અથવા સ્વરૂપ લેવાની શક્તિ, જેમાંથી તેનાં સર્વે સ્વરૂપો પ્રકટ થાય છે તેવુ કોઈ સ્વરૂપ છે કે કેમ? કે પછી ભગવાન નિત્યઅરુપ, નિરાકાર જ છે? અત્યારે આપણે એટલું જ કહેવુ પ્રાપ્ત થાય છે કે ભક્ત તેને જે સ્વરૂપ આપે છે, તેનામાં જે સ્વરૂપનો અધ્યારોપ કરે છે, તેનો ભગવાન સ્વીકાર કરે છે અને

તે સ્વરૂપમાં પ્રેમપૂર્વક તે ભક્તને મળે છે. અને છતાં આપણી ચેતનાને પરમાત્માની સાથે એક કરવી એ તો ભક્તિની સાર્થકતા માટે જરૂરનું છે. ભગવાન અને માનવના આત્મા અથવા જીવાત્મા વચ્ચે સનાતન ભેદના ખ્યાલવડે કેટલાક ધર્મો અને ધાર્મિક મીમાંસાઓ ભક્તિને મર્યાદિત કરવા માગે છે. તેઓ કહે છે કે એવા ભેદ વિના પ્રેમ અને ભક્તિ શક્ય જ નથી. બીજી બાજુએ, કેવળ "એક, બ્રહ્મ જ છે"– एकमेवाद्वितीयम् – એવું માનનારા કેવલાદ્વૈતવાદીઓ પ્રેમ તથા ભક્તિને અજ્ઞાનમાં થતી, અવિદ્યાની જ એક ક્રિયા તરીકે ગણે છે. એટલેકે, જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી ભક્તિ અને પ્રેમ કદાચ જરૂરી અથવા તો તૈયારી કરવા પૂરતાં ઉપયોગી, પરંતુ જ્યારે સર્વ પ્રકારનો ભેદભાવ દૂર થઈ જાય ત્યારે અસંભવિત – એટલે આખરે તો છોડવાનાં અને ઉલ્લંઘી જવાનાં તત્ત્વો ગણે છે. પરંતુ આપણે એ અદ્વૈતનું સત્ય આ રીતે ધારણ કરી શકીએ. પ્રકૃતિમાં છે તે સઘળું પ્રભુમય છે, જો કે પ્રભુ પોતે સકળ પ્રકૃતિ કરતાં વધારે મહાન હોઇ તેનાથી પર છે. આ રીતે જોતાં પ્રકૃતિમાં અને માનવમાં રહેલ પ્રભુ વિરાટનો અને પરાત્પર પ્રભુત્વનો આનંદ જેવડે પ્રાપ્ત કરે અને ભોગવે તે ક્રિયાનું નામ પ્રેમ એમ આપણે કહી શકીએ. ગમે તે હોય, પરંતુ પ્રેમનું બંધારણ જ એવું છે કે તેની સાર્થકતા બે દિશામાં જ – બે સેરો રૂપે જ થાય. એક તો, એ સ્થિતિ કે જેમાં પ્રિયા અને પ્રિયતમ – આશક અને માશુક – ભેદભાવમા રહેલી તેમની પોતાની એકતાનો ભોગ કરે છે, તથા એ વિવિધ રૂપે થતા આનંદમાં વૃદ્ધિ કરે તે સઘળુ તેમાં આવી જાય છે; અને બીજું એ તત્ત્વ કે જેને લઇને તેઓ એકબીજામાં પોતપોતાની જાતનો લય કરી દઈ શકે

!

## પ્રકરણ ૩જુ

# પ્રભુ પ્રત્યે ભાવોની ગતિ

### ભક્તિયોગનું કરણ ચિત્ત, માનવની ઊમિઓનું ભક્તિયોગમા સ્થાન

માનવ ચૈતન્યની સર્વે શક્તિઓને અથવા તો એક શક્તિને પ્રભુ પ્રત્યે વાળવી, જેથી કરીને તે શક્તિની ક્રિયાવડે પ્રભુના દિવ્ય ચૈતન્યનો સ્પર્શ, તેની જોડે સબધ તથા યોગ થઇ શકે એ યોગનો મૌલિક સિદ્ધાત છે ભક્તિયોગની અદર માનવની ભાવ પ્રધાન પ્રકૃતિને—તેના ચિત્તને યોગસાધનાના કરણ તરીકે સ્વીકારવામા આવે છે એનો મુખ્ય સિદ્ધાત એ છે કે માનવ તથા પ્રભુ એ બેની વચ્ચે કોઇ પણ પ્રકારનો માનુષી સબધ સ્થાપન કરવો જોઇએ, જેથી કરીને માનવના હૃદયના ભાવો પ્રભુ પ્રત્યે વધારે ને વધારે—વધતી જતી ઉત્કટતાથી અને તીવ્રતાપૂર્વક વહેતા માનવનો આત્મા અને પ્રભુને વરે તથા દિવ્ય પ્રેમની ઉત્કટતામા અને પ્રચુરતામા પ્રભુ જોડે એક થઈ રહે ભક્તિયોગને પરિણામે છેવટે પ્રભુ સાથેના અદ્વૈતની વિશુદ્ધ શાતિ અથવા તો અદ્વૈતને લીધે પ્રાપ્ત થતી શક્તિ કે નિષ્કામ—અનાસક્ત તપ શક્તિ નહિ, પરતુ યોગને લીધે થતા આનદની મસ્તી સાધક પ્રાપ્ત કરવા માગે છે માનવના હૃદયને એ નિરતિશય આનદને માટે લાયક બનાવે એવી દરેક લાગણીને એવા દરેક ભાવને, ભક્તિયોગ સ્વીકારે છે અને પ્રેમને પરિણામે ભક્તનો પ્રભુ સાથેનો યોગ જેમ જેમ વધારે ને વધારે ગાઢ અને સપૂર્ણ થતો જાય તેમ તેમ

એ આનંદની પરાકાષ્ઠાને માટે તેને અનધિકારી બનાવે એવું સઘળું ક્રમેક્રમે સાધકની પ્રકૃતિમાંથી દૂર થઈ જવું જોઈએ.

## પૂજા-સેવાની પ્રાથમિક સ્થિતિ: તથા ભક્તિમાં પ્રભુના ભયનું સ્થાન

પૂજા, સેવા તથા પ્રભુપ્રેમની વૃત્તિનો આશ્રય લઈને પ્રત્યેક ધર્મ પ્રભુ પ્રત્યે ગતિ કરે છે. ભક્તિયોગમાં પણ એ ત્રણેનો સ્વીકાર કરવામાં આવે છે—અંતિમ પ્રામાણ્ય તરીકે નહિ, પરંતુ ભાવ-પ્રધાન પ્રકૃતિની પ્રાથમિક ભૂમિકા તૈયાર કરવાના સાધન તરીકે. હૃદયના સર્વે ભાવોમાં પણ એક એવો ભાવ છે કે જેની સાથે આ યોગને — ખાસ કરીને હિંદમાં જે યોગાભ્યાસ કરવામાં આવે છે તેને — કશી લેવાદેવા નથી. કેટલાક ધર્મોમાં—કદાચ ઘણા ધર્મોમાં—ભગવાનનો ભય, ઘણો મોટો ભાગ (કેટલીક વખત તો સૌથી વધારે ભાગ) ભજવતો જોવામાં આવે છે. અને એવા ધર્મોમાં પ્રભુથી "ડરીને ચાલનાર" ભક્તો ખાસ કરીને જોવામાં આવે છે. વિશિષ્ટ પ્રકારની ભક્તિ સાથે ભયની લાગણી બરાબર બંધ બેસતી આવે છે અને કેટલીક અવસ્થા સુધી તે ઠીક છે, પણ જ્યારે તે ભાવ પરાકાષ્ઠાને પ્રાપ્ત કરે છે ત્યારે ભગવાનની દિવ્ય હકૂમતની, પ્રભુના ન્યાયની, દિવ્ય નિયમની, કે સત્ય ધર્મની પૂજાનું રૂપ તે ધારણ કરે છે અને અંતે શક્તિપુરુષથી પ્રભુના નિયમના પાલનમાં તથા સર્વશક્તિમાન, સત્તાધીશ પ્રભુ માટે, અથવા તો ધર્મરાજ તરીકે તેને માટે 'અહો'ભાવયુક્ત માનની લાગણીમાં તે ફેરવાઈ જાય છે. આ પ્રકારના આંતર વલણના હેતુનો નીતિ-ધર્મ જોડે વધારે સંબંધ હોય છે, એટલે દિવ્ય વિધાતા અને પોતાનાં કર્મોના સ્વામી પ્રત્યે ભક્તિપૂર્વક કર્મમાં

પ્રવૃત્ત થનાર કર્મયોગીને તે જેટલો લાગુ પડે છે તેટલો શુદ્ધ ભક્તને બરાબર લાગુ પડતો નથી. એવો ભાવ પ્રભુને સમ્રાટ તરીકે ગણે છે અને પોતાની ધાર્મિકતાને બળે અધિકાર પ્રાપ્ત થાય, અથવા તો પાપના પ્રત્યેનો પ્રભુનો રોષ ટાળી શકે એવી કોઈ તારક વ્યક્તિ તેને દોરી જાય તો જ તે પ્રભુના સિંહાસનની અતિ નિકટ જવાનો પ્રયત્ન કરે છે. વળી જ્યારે તે પ્રભુની નિકટતમ પહોંચે છે ત્યારે પણ, પ્રતાપથી અંજાઈ ગયેલ વ્યક્તિની પેઠે, ભગવાન અને પોતાની વચ્ચે અહોભાવયુક્ત અંતર રાખે જ છે. જે નિર્ભય શ્રદ્ધાપૂર્વક બાળક પોતાની માતાને, અથવા તો પ્રણયી પોતાની પ્રિયતમાને આલિંગન કરે છે તેમ તે પ્રભુને ભેટી શકતો નથી, અથવા તો સંપૂર્ણ પ્રેમમાં જે ગાઢ અદ્વૈતની લાગણી હોય છે તેવી લાગણીપૂર્વક તે પ્રભુને ભેટી શકતો નથી.

## પ્રભુના ભયની લાગણીનું મૂળ, દેવો તથા પ્રભુ વિષેના માનવના પ્રાથમિક ખ્યાલો

આ ભયની લાગણીનું મૂળ કેટલાક પ્રાથમિક સ્થિતિના લોકપ્રિય ધર્મોની તદ્દન અસંસ્કારિતામાં હતું જગતમાં માનવ કરતાં વધારે મહાન અને માનવથી અજ્ઞાત, આવરણ તળે ઢંકાયલી પ્રકૃતિવાળી, અને સક્રિય સત્તાઓનું — એટલે કે દેવોનું જ્ઞાન એ ભયની લાગણી માટે જવાબદાર હતું. એ સત્તાઓ એટલે દેવો, સંપત્તિમાં રાચતા માનવને ફટકો મારી અધોગતિ પ્રાપ્ત કરાવવા, અથવા તો પોતાને નાપસંદ એવાં કર્મો કરવા માટે તેનો વિનાશ કરવા સદા તત્પર રહે છે એમ મનાતું. પ્રભુના સ્વરૂપનું તથા જગતના ઉપર શાસન ચલાવનાર નિયમોનું અજ્ઞાન હોવાથી માનવમાં દેવતાઓનો ભય ઉત્પન્ન થયો. માનવીથી વધારે ઉચ્ચ સત્તાઓમાં માનવે, પોતાના

અજ્ઞાનને લીધે, તરંગીપણાનો તથા માનવના આવેગોનો તથા વૃત્તિઓનો અધ્યારોપ કર્યો. એ અજ્ઞાને જ પાર્થિવ જગતની મહાન વ્યક્તિઓનાં બીબાંમાં દેવનાઓને બનાવ્યા, એટલેકે, તેણે તેમને તરંગી, વિચિત્ર, જુલમ કરી શકે તેવા, અંગત વૈરવૃત્તિવાળા, માનવની પાર્થિવ પ્રકૃતિની ક્ષુદ્રતામાંથી તેની ઉન્નતિ કરી તેને દિવ્ય પ્રકૃતિની અતિ સમીપ લઈ આવે એવી મહત્તાના અદેખા બનાવ્યા, પૂજા, આરાધના, તથા ભેટ વગેરે દ્વારા જેનું રક્ષણ વેચાતું લઇ શકાય એવી કોઇ બળવાન સત્તા માટે નિર્બળને જે પ્રકારની ભક્તિ થાય તે સિવાય બીજી ઉચ્ચ પ્રકારની સાચી ભક્તિ ઉપર જણાવ્યા તે વિચારોવાળી અવસ્થામાં સંભવિત નથી. જે નિયમો પોતાથી ઊતરતા પ્રકારનાં પ્રાણી માટે—બક્ષિસ તથા શિક્ષાની યોજના-વડે—તેણે બનાવ્યા હોય તેને વશ થઇને, તેમનું પાલન કરીને, એવી સત્તાનું રક્ષણ પણ મેળવી શકાય છે. વળી પાર્થિવ ભૂમિકાથી પર તેના મૂળ રૂપ, અથવા તો, તેના સર્વે નિયમોની તથા ઘટનાઓની નિયંતા હોય, એવી મહત્તા, ગૌરવ, જ્ઞાન કે સમ્રાટ-સમી શક્તિને માટે માનવહૃદયમાં જે શરણાગતભાવ, જે સાષ્ટાંગ નમસ્કાર કરવાની વૃત્તિ સહિત ભક્તિભાવ થાય તેના જેવી તે ઊર્મિ હોઇ શકે.

### પ્રભુ એટલે નિયંતા — સમ્રાટ — ન્યાયાધીશ; ભય ને સ્વાર્થના પરિણામરૂપ નીતિ અને ઉચ્ચનીતિનો ભેદ

ભક્તિના માર્ગની વધારે નિકટ જવા માટે ઉપર જણાવેલ દિવ્ય સત્તાના અને શક્તિના તત્ત્વને સર્વ અસંસ્કૃત ખ્યાલોથી છૂટું પાડવું જોઇએ. અને પ્રભુ એટલે વિશ્વનો દિવ્ય સમ્રાટ, સૃષ્ટિનો સર્જક, અને પૃથ્વી તથા બીજા લોકોને નિયમમાં રાખ-

નાર નિયતા ખરો, પરતુ સાથે સાથે પોતે ઉત્પન્ન કરેલા લોકોનો ગુરુ, સહાયક અને તારક પણ તે પોતે જ છે એ પણ ધ્યાનમા રહેવુ જોઇએ પ્રભુ વિષેના આ વિશાળ વિચારમા પણ જૂના અસંસ્કૃતતાના અને અપકવતાના તત્ત્વો ઘણા લાંબા સમય સુધી રહ્યાં હતા અને હજી પણ કેટલાક તત્ત્વો તેમા હાજર છે યાહુદી લોકોએ પ્રભુના એ ખ્યાલને સૌથી વધારે પ્રાધાન્ય આપીને આગળ પડતો મૂક્યો અને દુનિયાના ઘણા મોટા ભાગ ઉપર પ્રભુનો એ ખ્યાલ યાહૂદીઓ મારફત પ્રચારને પામ્યો યાહૂદી લોકો ના પ્રભુના ખ્યાલ પ્રમાણે તે ન્યાયી અને ધર્મપાલક જ નહિ પરતુ સંકુચિત, આપખુદ, સ્વેચ્છાચારી ક્રોધી અદેખો ઘણી ખરી વખત તો ક્રૂર અને લાગણીશૂન્ય હોઈ લોહી રેડનારો પણ હોય એમ જણાય છે આપણા જમાનામા પણ સ્વર્ગ અને નરક—બન્ને સનાતન—એવા બે છેડાઓનો સરજનહાર હોય એવા પ્રભુમા કેટલાક લોકો માની શકે છે અને કેટલાક ધર્મો તો એમ પણ માને છે કે પ્રભુએ જે પ્રાણીઓને ઉત્પન્ન કર્યા છે તેમને માટે પાપ કરવાનુ અને તેની શિક્ષા, બન્ને તેણે પોતે આગળથી નિર્માણ કરી રાખેલ છે એટલું જ નહિ પરતુ સનાતન નરકવાસ જ તેમની ગતિ છે એવુ સુદ્ધા તેણે નક્કી કરી રાખ્યુ છે પરતુ આ બાલિશ ધાર્મિક માન્યતાઓની અતિશયોક્તિઓ બાજુ પર મૂકતા પણ સર્વશક્તિમાન ન્યાયાધીશ, નિયતા, શાસક કે સમ્રાટ તરીકેનો પ્રભુનો ખ્યાલ જો તેને છૂટો અને એકલો જ લઇએ તો અપકવ ગ્રામ્ય, અને અપૂર્ણ છે કારણકે એક ગૌણ અને બહિર્મુખ સત્યને તે મુખ્ય સત્ય તરીકે સ્વીકારે છે અને પ્રભુના સ્વરૂપની વધારે નિકટની વાસ્તવિકતાની સમીપ જવાનો ઉચ્ચગામી રસ્તો માનવને માટે તે બધ કરી દે છે એ ખ્યાલમા માનવમા રહેલ પાપના ભાનની

અગત્યને અતિશય મહત્ત્વ આપવામાં આવે છે અને તેમ કરીને આત્માની બીકને, ભયની લાગણીને, આત્મવિશ્વાસની ખામીને તથા નિર્બળતાને તે દીર્ઘાયુ બક્ષે છે તથા તેમને પુષ્ટિ આપે છે. સદ્‌ગુણના અનુશીલન અને પાપના ત્યાગની જોડે તે બક્ષિસ અને શિક્ષા અથવા સજાનો ખ્યાલ ભેળવી દે છે,— અલબત્ત, એ બન્ને મરણોત્તર જીવનમાં પ્રાપ્ત કરવાની હોય છે. આ પ્રમાણે કરવાથી ભય અને સ્વાર્થના હલકા હેતુઓ ઉપર તે સદ્‌ગુણ અને સદાચારને આધાર રાખતાં કરે છે. ખરું જોતાં, ઉચ્ચ નીતિમયતાની ભાવના એની નિયામક થવી જોઇએ તેને બદલે, એ ખ્યાલને પરિણામે, ધાર્મિક જીવનના અંતિમ હેતુ તરીકે સ્વર્ગ અને નરક, નહિ કે પ્રભુ પોતે, સ્વીકારાય છે. માનવ-મનના ધીમા વિકાસમાં આ અપક્વ વિચારોએ પોતાનો ફાળો આપ્યો છે એ ખરુ, પરંતુ યોગીને તેઓ કશા ઉપયોગના નથી. કારણકે તેમની અંદર જે કાંઇ સત્ય રહેલુ છે તે માનવના વિકસતા આત્મા તથા વિશ્વના બાહ્ય નિયમો વચ્ચેના સંબંધ પૂરતુ જ છે. પરંતુ માનવના અંતરાત્માના પ્રભુ સાથેના આંતર – એટલેકે આધ્યાત્મિક – સંબંધ સાથે એ ખ્યાલોને ઝાઝી લેવાદેવા નથી એમ યોગી જાણતો હોય છે. એવો આંતર આધ્યાત્મિક સંબંધ જ યોગનું કાર્યક્ષેત્ર છે.

## ભક્તિના એ પ્રાથમિક ખ્યાલમાંથી વિકાસ; જ્ઞાનસ્વરૂપ, શક્તિસ્વરૂપ, જગતપિતા તરીકે પ્રભુ

એમ હોવા છતાં ઉપર જણાવેલા પ્રભુ વિષેના ખ્યાલમાંથી કેટલીક દિશામાં વિકાસ એવી રીતનો થાય છે કે તેથી ભક્તિયોગના પ્રવેશદ્વારની સમીપ માનવ પહોંચી શકે છે. પ્રથમ તો, આપણી અંદર રહેલી નીતિની ભાવનાના મૂળ તરીકે, જીવનના

નિયંતા તરીકે તથા અંતિમ પ્રાપ્તવ્ય તરીકે પ્રભુનો સ્વીકાર કરવામાં આવે છે એ પ્રમાણે કરવાથી આપણી ક્રિયાત્મક પ્રકૃતિ જે ઉત્તમ પુરુષને પ્રાપ્ત કરવાની અભીપ્સા સેવે છે તે પ્રભુ પોતે છે એવુ જ્ઞાન આપણને થાય છે વળી, જે દિવ્ય તપ શક્તિ સાથે આપણે આપણી તપ શક્તિને એક કરવાની છે, જે સનાતન સત્યધર્મ, પવિત્રતા, સત્ય અને જ્ઞાનસ્વરૂપ સાથે આપણી માનવ પ્રકૃતિએ વધારે ને વધારે સવાદી બનવાનુ છે, તથા જેના પ્રત્યે આપણુ સમગ્ર ચૈતન્ય આકર્ષાઇ રહ્યુ છે, તે સત્તા પણ પ્રભુ પોતે છે એમ સાધકને સમજાય છે આ વલણ ધારણ કરવાથી આપણે કર્મયોગ સુધી આવી પહોચીએ છીએ અને કર્મયોગમા ભગવાનની ભક્તિને માટે સ્થાન છે કારણકે, દિવ્ય તપ શક્તિ આપણને આપણા કર્મના સ્વામી તરીકે દેખા દે છે, એની આજ્ઞાનો આપણે સ્વીકાર કરવાનો છે અને એની દિવ્ય પ્રેરણાને અથવા આદેશને આપણે તાબે થવાનુ છે, તથા એનુ કાર્ય કરવુ એ આપણી તપ શક્તિનો તથા સક્રિય જીવનનો એકમાત્ર હેતુ હોય છે બીજુ, એ વલણમાથી સર્વેને પોતાની કલ્યાણકારી, રક્ષણદાતા પાખમા રાખનાર તથા સર્વે પ્રાણીઓને ચહાનાર જગતપિતાનો ખ્યાલ ઉદ્ભવે છે, અને તેને પરિણામે માનવના આત્મા ને પ્રભુ વચ્ચે બાળક તથા પિતાનો, પ્રેમના વાત્સલ્ય ઉપર આધાર રાખનારો સબધ સ્થાપિત થાય છે અને તે સ્વીકારતા સર્વ માનવો જોડે ભ્રાતૃભાવનો સબધ આપોઆપ સ્વીકારવો પ્રાપ્ત થાય છે માનવે પ્રભુની શાંત, વિશુદ્ધ અને દિવ્ય પ્રકૃતિની જ્યોતિમાં પોતાના ચૈતન્યનો વિકાસ કરવાનો છે એ વિકાસ સાધવા માટે ઉપર જણાવ્યા તે સબધો પ્રભુ જોડે સ્થાપિત કરવા, અને કર્મોનું તથા સતત સેવાનુ લક્ષ પ્રભુને જ ગણવો, આપણા સર્વે કર્મોના સ્વામી

કલ્યાણવૃત્તિ, સત્ય, અગાધતા અને નિર્દોષતા પ્રાપ્ત કરવાં એ નીતિના વિકાસનો અંતિમ હેતુ છે. અને વધારે વ્યાપક દૃષ્ટિએ જો વિચાર કરીશું તો જણાશે કે નીતિનું અનુશીલન કરનાર આપણી પ્રકૃતિની સાર્થકતા પ્રભુની દિવ્ય પ્રકૃતિમાં વિકાસ પામવામાં જ રહેલી છે. અને એમ કરવાનો સારામાં સારો માર્ગ એ છે કે પ્રભુનો આપણા ઉચ્ચતર સ્વરૂપે, આપણને દોરનાર, તારક તથા ઉન્નતિકારક તપઃ-શક્તિ તરીકે સ્વીકાર તથા સાક્ષાત્કાર કરવો; અથવા તો, આપણે જેને ચહાઇએ છીએ તથા જેની સેવા કરીએ છીએ એવા આપણા માલિક તરીકે આપણે તેનો સાક્ષાત્કાર કરવો. અર્થાત્, ભક્તિ કરવાનો આપણો હેતુ પ્રભુનો ભય નહિ પરંતુ તેને માટેનો પ્રેમ તથા પ્રભુની પોતાની દિવ્ય પ્રકૃતિની અંદર જે સનાતન મુક્તિ તથા વિશુદ્ધિ રહેલાં છે તેને માટેની અભીપ્સા એ જ હોવો જોઈએ.

## ભક્તિમાં માનવ-આત્માની સ્વતંત્રતા; દાસ્યભાવ; સખ્ય; ગુરુ રૂપે પ્રભુ

સેવ્ય અને સેવકના સંબંધની અંદર ભયની લાગણીને જરૂર સ્થાન છે તથા બાળકને પિતાના સંબંધમાં પણ તે હોઈ શકે છે. પરંતુ જ્યાં સુધી એ સંબંધો સામાન્ય માનવ-ચૈતન્યની ભૂમિકા ઉપર હોય છે અને જ્યાં સુધી સંયમ, ધાક, કાબૂ, હકૂમત અને શિક્ષાનાં તત્ત્વો તેનામાં આગળ પડતાં હોય છે તથા અધિ-કારના વેશની પાછળ પ્રેમને થોડા કે વધારે, સંતાઈ જઇ જાતને છુપાવી રાખવાની ફરજ પડે છે ત્યારે જ ભયને સ્થાન મળે છે. માલિક તથા પ્રભુ તરીકે પણ પ્રભુ કોઇને શિક્ષા કરતો નથી, કોઇને ધમકી આપતો નથી, તથા ફરજિયાત આજ્ઞાપાલન કરાવતો નથી. પોતાની મેળે તદ્દન સ્વતંત્રપણે, માનવના આત્માએ

ગણુમા કેવી રીતે મૂકવુ ? એ જ નીતિનો આખો પ્રશ્ન અને તેની બધી ભાજગડનું મૂળ હોય છે પરંતુ યોગીની દષ્ટિમા કર્મને પોતાને ખાતર નહિ પરંતુ પ્રભુ પ્રત્યે આત્માના વિકાસ કરવાના સાધન તરીકે કર્મની કિંમત આંકવામા આવે છે તેને માટે આર્યાવર્તના આધ્યાત્મિક ગ્રંથોમાં કર્મ કરવાના હોય તેના સ્વરૂપ કે લક્ષણના ઉપર એટલો બધો ભાર મૂકવામા નથી આવતો જેટલો એ કર્મોના મૂળરૂપ આત્માની સ્થિતિ અથવા તો તેના ગુણના ઉપર મૂકવામા આવે છે અર્થાત્, આત્માની સત્યમત્તા, અભયતા, વિશુદ્ધિ પ્રેમ, કરુણા, પરોપકારવૃત્તિ, કલ્યાણવૃત્તિ, અન્ય કોઇને હાનિ કરવાની તપ શક્તિનો અભાવ વગેરેના ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે, અને કર્મની કિંમત આત્માની, કહો ચૈતન્યની, એ અવસ્થાના પરિણામ તરીકે જ અકાય છે માનવ પ્રકૃતિ તો તેના મૂળ બંધારણમાથી જ પાપી છે, તથા પોતાની પતિત પ્રકૃતિની સામે જઇને માનવે પુરુષનુ આચરણ કરવાનુ છે એ જૂનો પાશ્ચાત્ય વિચાર અતિપ્રાચીન કાળથી યોગીઓના વિચારામા કેળવાયલા હિંદના માનસને તો તદ્દન અપરિચિત છે આવેગભરી રાજસિક વૃત્તિઓ અને અધોમુખ તામસિક વૃત્તિઓની પેઠે જ આપણી પ્રકૃતિમા વધારે વિશુદ્ધ સાત્ત્વિક ગુણ પણ આવી રહેલો છે અને માનવ પ્રકૃતિના એ સૌથી ઉચ્ચ ગુણને ઉત્તેજન આપવુ એ નીતિશાસ્ત્રનુ કાર્ય છે નીતિના અનુશીલન વડે આપણામા રહેલી "દૈવી પ્રકૃતિ મા – દિવ્ય પ્રકૃતિમા આપણે વધારો કરીએ છીએ, તથા આસુરી સંપત્તિનો ત્યાગ કરી તેનાથી મુક્ત થઇએ છીએ આ વિચાર પ્રમાણે તો પ્રભુથી ડરીને ચાલનાર ભક્તની, યાહૂદી લોકોની કલ્પેલી પ્રામાણિકતા અને ધાર્મિકતા પ્રાપ્ત કરવી એ નહિ પરંતુ સંત અને પ્રભુભક્તની વિશુદ્ધિ, પ્રેમ

કલ્યાણવૃત્તિ, સત્ય, અભયતા અને નિર્દોષિતા પ્રાપ્ત કરવાં એ નીતિના વિકાસનો અંતિમ હેતુ છે. અને વધારે વ્યાપક દૃષ્ટિએ જો વિચાર કરીશું તો જણાશે કે નીતિનું અનુશીલન કરનાર આપણી પ્રકૃતિની સાર્થકતા પ્રભુની દિવ્ય પ્રકૃતિમાં વિકાસ પામવામાં જ રહેલી છે. અને એમ કરવાનો સારામાં સારો માર્ગ એ છે કે પ્રભુનો આપણા ઉચ્ચતર સ્વરૂપે, આપણને દોરનાર, તારક તથા ઉન્નતિકારક તપઃશક્તિ તરીકે સ્વીકાર તથા સાક્ષાત્કાર કરવો; અથવા તો, આપણે જેને ચહાઈએ છીએ તથા જેની સેવા કરીએ છીએ એવા આપણા માલિક તરીકે આપણે તેનો સાક્ષાત્કાર કરવો. અર્થાત્, ભક્તિ કરવાનો આપણો હેતુ પ્રભુનો ભય નહિ પરંતુ તેને માટેનો પ્રેમ તથા પ્રભુની પોતાની દિવ્ય પ્રકૃતિની અંદર જે સનાતન મુક્તિ તથા વિશુદ્ધિ રહેલાં છે તેને માટેની અભીપ્સા એ જ હોવો જોઈએ.

## ભક્તિમાં માનવ-આત્માની સ્વતંત્રતા; દાસ્યભાવ; સખ્ય; ગુરુ રૂપે પ્રભુ

સેવ્ય અને સેવકના સંબંધની અંદર ભયની લાગણીને જરૂર સ્થાન છે તથા બાળકને પિતાના સબંધમાં પણ તે હોઈ શકે છે. પરંતુ જ્યાં સુધી એ સબંધો સામાન્ય માનવ-ચૈતન્યની ભૂમિકા ઉપર હોય છે અને જ્યાં સુધી સયમ, ધાક, કાબૂ, હકૂમત અને શિક્ષાનાં તત્ત્વો તેનામા આગળ પડતા હોય છે તથા અધિકારના વેશની પાછળ પ્રેમને થોડા કે વધારે, સતાઈ જઈ જાતને છુપાવી રાખવાની ફરજ પડે છે ત્યારે જ ભયને સ્થાન મળે છે. માલિક તથા પ્રભુ તરીકે પણ પ્રભુ કોઈને શિક્ષા કરતો નથી, કોઈને ધમકી આપતો નથી, તથા ફરજિયાત આજ્ઞાપાલન કરાવતો નથી. પોતાની મેળે તદ્દન સ્વતંત્રપણે, માનવના આત્માએ

પ્રભુ સમીપ જવાનુ છે, અને પોતાની જાતને તેની સર્વવિજયી શક્તિને સમર્પણ કરી દેવાની છે, જેથી કરીને પ્રભુ તેનો સ્વીકાર કરે અને પોતાની દિવ્ય ભૂમિકામા તેને લઈ જાય તેની ઉન્નતિ કરે, તથા શાત પ્રકૃતિના ઉપર અનતના પ્રભુત્વને લીધે પ્રાપ્ત થતો તથા પરમાત્માની સેવાનો આનદ તેને પ્રાપ્ત કરાવે એ આનદને લીધે અહતામાથી અને અધોગામી પ્રકૃતિમાથી સાધકને મુક્તિ મળે છે આ સબધની ચાવી પ્રેમ છે, અને સખા રૂપે આનંદપૂર્વક, અથવા તો પ્રિયતમ રૂપે ઉત્કટ રાગસહિત, પ્રભુની સેવા કરવામા આવે છે તેને હિંદની યોગપદ્ધતિમા "દાસ્ય" કહેવામા આવે છે વિશ્વ સર્જનના સ્વામી રૂપે જે ભગવાન કેવળ પોતાના જ કરણ રૂપ થઇ રહીને જીવન ગુજારવાની માગણી પોતાના સેવક, એટલે ભક્ત પાસે ગીતામા કરે છે તે જ પ્રભુ ભક્તના મિત્ર રૂપે, ગુરુ એટલેકે માર્ગદર્શક રૂપે તથા ભક્તના પોતાના ઉત્તમ, દિવ્ય સ્વરૂપે એનો એ જ હક્ક કરે છે તે પોતાની જાતને "સર્વલોકમહેશ્વર" તરીકે તથા પ્રાણીમાત્રના સખા — "सर्वलोकमहेश्वर – सुहृद सर्वभूतानाम् ।" — તરીકે વર્ણવે છે પરુ જોતા એ બને સબધો એક બીજાની સાથે રહેવા જોઇએ, કારણકે તેમાનો એક પણ બીજાના સિવાય પૂર્ણ થઇ શકે તેમ નથી સ્રષ્ટા એટલે સરજનહાર તરીકે પ્રભુ આપણો પિતા છે અને તેણે આપણને પેદા કર્યા છે તેટલા ખાતર આપણી પાસે આજ્ઞા પાલન કરાવવાનો હક્ક તે ધરાવે છે એમ નથી, પરતુ તેનુ પ્રેમ ભર્યું પિતૃત્વ જે આપણને વધારે નિકટના અતરાત્માના સબધ પ્રત્યે અગુલિનિર્દેશ કરે છે તે આપણી પાસે એ માગણી કરે છે બંને પ્રકારના સબંધની વાસ્તવિક ચાવી પ્રેમ છે, અને ભયના હેતુના સ્વીકાર સાથે સપૂર્ણ પ્રેમનો મેળ મળી શકે તેમ નથી

આ યોગસાધનાનો હેતુ પ્રભુ જોડે માનવના આત્માની નિકટતા સાધવાનો છે, અને ભય હમેશાં અંતરાય અને અંતર ઊભાં કરે છે. વિસ્મય અને 'અહો'ભાવ તથા સાષ્ટાંગ–પ્રણિપાતની ભાવના પણ માનવઆત્મા અને પ્રભુ વચ્ચેના અંતરની તથા ભેદની નિશાની છે. અને પ્રેમના અદ્વૈતની ગાઢ પરિચિતતામાં તે સઘળાંનો લય થઈ જાય છે. વળી ભય એ આપણી નિમ્ન પ્રકૃતિની ક્રિયા છે, તથા તેનો સંબંધ આપણા અધોમુખ સ્વરૂપ જોડે હોવાથી આપણા ઉચ્ચતર સ્વરૂપ પ્રત્યે જતા પહેલાં — તેની હાજરીમાં પ્રવેશ કરતા પહેલાં — આપણે તેનો ત્યાગ કરી દેવો જોઈએ.

## માતા રૂપે પ્રભુ; યોગક્ષેમ વહન કરનાર પ્રભુ; ભક્તિમાં ભૂલભરેલું વલણ

પ્રભુ જોડે આ પિતા તરીકેના તથા તેનાથી વધારે નિકટ એવા વિશ્વજનની તરીકેના સંબંધનું મૂળ ધર્મના અત્યંત પ્રાચીન હેતુમાં રહેલું છે. ગીતામાં કહ્યું છે કે પ્રભુને પોતાના નિર્વાહના દાતા તરીકે, યોગક્ષેમનું વહન કરનાર તરીકે, પોતાની અંતરની તથા બહારની જરૂરિયાતો પૂરી કરનાર તરીકે ગણનાર ભક્ત પણ એક પ્રકારનો ભક્ત છે. ગીતામાં ભગવાન કહે છે — "યોગક્ષેમં વહામ્યહમ્" (ગીતા અ. ૯. શ્લોક ૨૨) "મારા ભક્તોનો ઐહિક ભાર હું વહન કરું છું." ક્ષેમકુશળ પ્રાપ્ત કરાવવાનું અને તેનો નિર્વાહ કરવાનું કાર્ય હું કરું છું. માનવજીવન એટલે માગણીઓ અને જરૂરિયાતોથી ભરેલું જીવન. અર્થાત્ જીવન કામનામય છે, અને તે કેવળ તેના સ્થૂલ, અન્નમય તથા પ્રાણમય જીવનમાં જ નહિ પરંતુ મનોમય તથા આધ્યાત્મિક સતમાં પણ એ તત્ત્વ હાજર હોય છે. જગતના ઉપર શાસન ચલાવનાર, માણસથી મહત્તર

ઉપાય તરીકે ગણવામા આવે છે બીજી રીતમા માનવની તપ શક્તિ તથા તેની અભીપ્સા પ્રભુની દિવ્ય તપ શક્તિ ઉપર યા તો વિરાટ તપ શક્તિ ઉપર આધાર રાખીને તથા તેને વશ વર્તીને પોતાની સફળતા સાધે છે આ બીજા દૃષ્ટિબિંદુમા પણ માનવની તપ શક્તિને તથા તેની અભીપ્સાને દિવ્યશક્તિ પ્રત્યુત્તર આપે છે એમ ગણી શકીએ તો પણ એ પ્રત્યુત્તર લગભગ યાન્ત્રિકપણે કોઈ સ્થૂલ શક્તિના નિયમ અનુસાર અચૂકપણે મળે છે એમ ગણીએ અથવા તો એ દિવ્યશક્તિ તદ્દન તટસ્થ બિન અંગત સત્તા રૂપે માનવને પ્રત્યુત્તર આપે છે એમ આપણને લાગે પરંતુ એ તો એના કર્મની એક બાજુ થઈ બીજી બાજુથી જોતા માનવઆત્માની દિવ્ય અભીપ્સાનો તથા તપ શક્તિનો સચેતન પ્રત્યુત્તર તે દિવ્ય તપ શક્તિ આપે છે એટલુ જ નહિ પરંતુ સચેતનપણે તે માનવને સહાય દેનારી રક્ષક તથા અભીપ્સિત વસ્તુની સિદ્ધિ પણ આપે છે એમ કહી શકાય. योगक्षेमं वहाम्यहम् ।

## પ્રાર્થનાની અગત્ય — યાચનાની સિદ્ધિમા નહિ પરંતુ પ્રભુ જોડેના સબંધમા, પ્રાર્થનામાથી અહૈતુકી ભક્તિનો ઉદય

શરૂઆતમા આપણા ચૈતન્યની નિમ્ન ભૂમિકા ઉપર તે નરી અહંતા અને આત્મવંચના સાથે બંધબેસતી હોય છે ત્યારે પણ પ્રાર્થના આપણી તથા પ્રભુની વચ્ચે ઉપર જણાવેલો સંબંધ સ્થાપન કરવામા સહાયભૂત થાય છે પરંતુ એ પ્રમાણે શરૂઆત થઇ ગયા પછી આપણે તેની પાછળ જે આધ્યાત્મિક સત્ય રહેલું છે તેની સમીપ જઈ શકીએ છીએ એને પ્રાર્થનામા પ્રભુ પાસે યાચેલી વસ્તુ મળે અથવા તો કોઇ પણ પદાર્થ માટેની ઈચ્છા પૂર્ણ

થાય એ અગત્યની બાબત નથી. પરંતુ પ્રભુ જોડે માનવ-આત્માનો સબંધ બંધાય, માનવ-જીવન પ્રભુનો સ્પર્શ કરે એ જ મુખ્ય વસ્તુ છે. આધ્યાત્મિકતાના વિષયમાં અને આધ્યાત્મિક પ્રગતિની પ્રાપ્તિ કરવામાં, એવો સચેતન સબંધ એક મહાન શક્તિ છે. સંપૂર્ણપણે પોતાના જ ઉપર આધાર રાખનારી, આપણી પોતાની અંગત પ્રયત્ન અને સંકલ્પ કરનારી અંગત શક્તિ કરતાં એ શક્તિ ઘણી મહાન છે, અને તે શક્તિને લીધે સાધકને વધારે સર્વદેશીય વિકાસ અને સાક્ષાત્કારો પ્રાપ્ત થાય છે. અંતમાં તો જે વધારે મહાન વસ્તુને માટે પ્રાર્થનાએ આપણને તૈયાર કર્યા હોય છે તે પ્રાપ્ત થતાં પ્રાર્થના આપોઆપ બંધ પડે છે. ખરું જોતાં, માનવના અંતરમાં જો શ્રદ્ધા, તપ શક્તિ અને અભીપ્સા સતત જાગ્રત રહેતા હોય તો આપણે જેને "પ્રાર્થના" કહીએ છીએ તેની જરૂર રહેતી નથી,— અને તે જો ચાલુ રહે છે તો પણ પ્રભુ જોડેના તેના સબંધનો આનંદ પ્રાપ્ત કરવા માટે જ. વળી પ્રાર્થનાના "અર્થો" એટલે કે જે પદાર્થને માટે પ્રાર્થના કરવામાં આવે છે તે પણ વધારે ને વધારે ઉચ્ચ થતા જાય છે અને અંતે અહૈતુકી ભક્તિમાં પરાકાષ્ઠાને પ્રાપ્ત કરે છે. અહૈતુકી ભક્તિ એટલે પ્રભુ માટેનો વિશુદ્ધ અને સરળ પ્રેમ,— કોઇ પણ જાતની માગણી કે કામના વગરનો

## પિતા — માતા — સખા, ગુરુ — માલિક, માતાની ભાવના

પ્રભુ પ્રત્યેના ઉપર જણાવેલા વલણને પરિણામે દિવ્ય પિતા અને દિવ્ય માતા પોતાના બાળક જોડે રાખે તેવો સબંધ માનવના આત્મા તથા પરમાત્મા વચ્ચે ઉપસ્થિત થાય છે, તથા દિવ્ય સુહૃદ

એટલે સખા તરીકે આપણે તેને જાણીએ છીએ. સહાય, રક્ષણ, દોરવણી તથા પોતાની અંતિમ સાર્થકતા મેળવવા માટે માનવનો આત્મા પિતા, માતા તથા સખા તરીકે પ્રભુ સમીપ જાય છે; અથવા તો, જ્ઞાનપ્રાપ્તિ એ અંતિમ હેતુ હોય તો, પ્રભુને તે શોમિયો — માર્ગદર્શક, ગુરુ તથા જ્યોતિર્દાતા ગણે છે કારણકે પ્રભુ પોતે જ જ્ઞાનસૂર્ય છે. વળી માનવનો આત્મા પોતે દુઃખ તથા ક્લેશમાંથી નીકળી છુટકારો, આશ્વાસન તથા મુક્તિ શોધતો હોય છે ત્યારે પણ તે પ્રભુ પ્રત્યે વળે છે. એ મુક્તિ પછી ક્લેશમાંથી હોય, કે ક્લેશના નિવાસરૂપ સંસારમાંથી હોય, કે પછી ક્લેશનાં આંતર અને વધારે વાસ્તવિક કારણોમાંથી પ્રાપ્ત કરવાની હોય. આ બધી વસ્તુઓમાં આપણને એક પ્રકારની સોપાનશ્રેણી યાને ચઢતોઊતરતો ક્રમ દેખાય છે. પિતાનો સંબંધ ઓછો નિકટનો, ઓછો આવેગભર્યો, ઓછો પરિચિત હોવાથી, જે યોગસાધનાનો હેતુ સૌથી વધારે નિકટનું, પરિચિતતાવાળું અદ્વૈત પ્રાપ્ત કરવાનો હોય તે એ સંબંધનો ઘણો જ અલ્પ આશ્રય લે છે. એના કરતાં "દિવ્ય સખા" તરીકે પ્રભુનો સંબંધ વધારે મધુર તથા વધારે નિકટનો હોઈ તેમાં સમાનતા હોય છે, અને અસમાનતા હોય તો તેમાં પણ એક પ્રકારની પરિચિતતા લાગે છે. પરસ્પર આત્મસમર્પણની શરૂઆત એ સંબંધમાં થાય છે. જ્યારે આ સંબંધ સૌથી વધારે ગાઢ થાય છે અને આપવા-લેવાના વિચારો લુપ્ત થઈ ગળી જાય છે, જ્યારે એ સખ્ય સંબંધ પણ અહૈતુક, અર્થાત્ કેવળ પ્રેમને જ ખાતર થઈ રહે છે ત્યારે જીવનની લીલામાં રમનાર શિશુઓના મુક્ત અને સુખી સંબંધમાં તે પરિણમે છે. પરંતુ એના કરતાં પણ વધારે નજીકનો અને નિકટ સંબંધ મા અને બાળક વચ્ચેનો છે. તથા જ્યાં જ્યાં માનવની ધર્મભાવના

તેના હૃદયના જીવંત ભાવમાંથી એટલેકે ઊર્મિઓમાંથી ઉદ્ભવેલી છે, અને તેની ધાર્મિક વૃત્તિમાં લાગણીભરી ઉદાત્તતા, ઉદારતા તથા સહૃદયતા વગેરે પ્રવેશ કરે છે ત્યારે ત્યારે આ તરીકે પ્રભુ જોડેનો તેનો સબધ ઘણો મોટો ભાગ ભજવે છે. પોતાની સર્વે કામનાઓ તથા મુસ્કેલીઓમાથી માનવઆત્મા પોતાની માતા તરીકે પ્રભુ સમીપ જાય છે; અને દિવ્ય માની એવી ઈચ્છા પણ હોય છે કે એ પ્રમાણે થવું જોઇએ, જેથી કરીને તેના હૃદયમાં રહેલો દિવ્ય વાત્સલ્યનો સ્રોત વહીને માનવને નવડાવી શકે. માનવનો આત્મા પ્રભુને પોતાની મા ગણીને તેના પ્રત્યે વળે છે કારણકે એ પ્રેમ સ્વયંભૂ છે. જગતની યાત્રામાંથી પોતાના દિવ્ય ધામ પ્રત્યે જવાના માર્ગનુ એ પ્રેમ સૂચન કરે છે, અને માનવઆત્માને સંપૂર્ણ શાંતિ તથા આરામ જે દિવ્ય હૃદયમા મળી શકે તેમ છે તેનો તે પ્રેમ નિર્દેશ કરે છે.

## મધુર-ભાવઃ— રાગાત્મિકા ભક્તિનું સ્વરૂપ

પરંતુ પ્રભુ જોડે ઊંચામા ઊંચો અને સૌથી મહાન સબધ સામાન્ય ધાર્મિક હેતુઓમાંના કોઇનો પણ સ્વીકાર કર્યા વિના જ શરૂ થાય છે. એ હેતુને યોગનો સાર યાને નિષ્કર્ષ કહી શકાય. તેની ઉત્પત્તિ પ્રેમના સ્વરૂપમાથી જ થાય છે, પ્રિયતમ-પ્રિયાનો પ્રેમ એ તેનુ સ્વરૂપ છે. જ્યારે જ્યારે માનવના આત્મામાં પ્રભુ સાથે આ નિરપેક્ષ અદ્વૈત કરવાની અભીપ્સા જાગ્રત થાય છે ત્યારે ત્યારે પ્રભુ માટેના દિવ્ય તૃષાભર્યા મધુર-ભાવ વિના જે ધર્મો ચલાવી લેતા હોય છે, તથા પોતાની સામાન્ય ધાર્મિક વિધિઓમાં તેને સ્થાન આપતા નથી, તેવા ધર્મોમા પણ મધુર-ભાવ પ્રવેશ કરે છે. આ પ્રેમમાર્ગમા એક જ વસ્તુની માગણી કરવામાં આવે

છે,— પ્રેમની; એક જ ભીતિ રહેલી હોય છે,—પ્રેમના વિનોપનની; અને એક માત્ર શોક,— પ્રેમીના વિયોગનો હોય છે. સાચા પ્રણયીને મન પોતાના પ્રેમપાત્ર સિવાય અન્ય સર્વે પદાર્થો કાં તો હોતા જ નથી, અથવા તો પ્રેમમા આગંતુક ઘટના તરીકે, કે તેના પરિણામ તરીકે જ દેખાય છે,— પ્રેમના હેતુ તરીકે કે તેની શરત તરીકે નહિ. સર્વ પ્રકારનો પ્રેમ સ્વયભૂ હોય છે. કારણકે અસ્તિત્વમા રહેલ કોઈ ગૂઢ એટલેકે છૂપી એકતામાથી તે જન્મે છે એ એકતાની લાગણી અથવા તેને માટેની ઇચ્છા, પોતાની જાતને એક બીજાથી જુદા અને વિભક્ત થયેલા કલ્પી શકે એવા બે આત્માઓના હૃદયમાં જાગે છે. એટલે, પ્રભુ જોડેના બીજા સંબધો પણ, જો પ્રેમને ખાતર જ ઉદ્ભવે તો તેઓ, પોતાના સ્વયભૂ અને અહૈતુક આનદને પ્રાપ્ત કરી શકે. અને છતા, પ્રેમ સિવાય બીજા હેતુથી તેઓ આરભ કરે છે, અને છેવટ સુધી પણ અન્ય હેતુની લીલામા કેટલેક અશે સતોષ મેળવે છે પરતુ આ મધુરભાવમા તો પ્રારભમા પ્રેમ છે અને છેવટે પણ પ્રેમ હોય છે, તથા તેનો સમગ્ર હેતુ જ પ્રેમ છે. અલબત્ત, પ્રેમપાત્રને "પોતાનુ" કરવાની માલિકીની વૃત્તિ તેમા હોય છે ખરી, પરતુ સ્વયભૂ પ્રેમની સપૂર્ણતામા એ પણ દૂર થઈ જાય છે અને ભક્તની છેવટની માગણી ફક્ત એટલી જ હોય છે કે, "મારી ભક્તિ કદી વિનાશ પામે નહિ, બધ કે ઓછી ન થાય." સ્વર્ગ માટે કે જન્મમરણના ફેરામાથી મોક્ષ મેળવવા માટે, કે પછી બીજી કોઇ વસ્તુ માટે ભક્ત માગણી કરતો નથી, એ તો ફક્ત એટલુ જ માગે છે કે "મારો પ્રેમ સનાતન રહો!" "મારો પ્રેમ અહૈતુક, નિરપેક્ષ અને અવિચલ રહો!"

## વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ; તેમાં પ્રાપ્તિની કામના: માનવ પ્રેમ અને દિવ્ય પ્રેમ વચ્ચેનો ભેદ

પ્રેમ એ એક મહાન આવેગ છે અને તે બે વસ્તુની શોધમાં હોય છે: એક તો સનાતનતા અને બીજી ઉત્કટતા એટલેકે તીવ્રતા. અને પ્રિયતમ-પ્રિયાના સબંધમાં એ સનાતનતા અને ભાવોદ્રેક યાને તેની તીવ્રતા અંધપ્રેરણાયુક્ત અને સ્વયંભૂ હોય છે. પ્રેમ એટલે પરસ્પર પ્રાપ્તિ માટેની ખોજ, અને પ્રેમમાંજ એ પરસ્પર માલિકીનો દાવો નિરપેક્ષ બને છે. વળી પ્રેમપાત્રથી પોતાની જુદાઇ મિટાવ કરનાર, પોતાની માલિકીની યાને પ્રાપ્તિની ઇચ્છાથી પર થાય છે ત્યારે તેનો પ્રેમ એ અદ્વૈતની ખોજનું રૂપ ધારણ કરે છે અને પ્રેમમાં એ પરસ્પર માલિકીની ઇચ્છા એટલે પ્રેમપાત્રથી પોતાની જુદાઇનું ભાન. જ્યારે પ્રેમ એ માલિકીની ઇચ્છાને વટાવી જાય છે ત્યારે તે અદ્વૈતની ખોજનું રૂપ ધારણ કરે છે બે આત્મા અન્યોન્ય લીન થવામાં, યાને એક બીજામાં લય પામી જઇને એકરૂપ થઇ રહેવામાં, પોતાની અદ્વૈત માટેની અભિલાષાની પરાકાષ્ઠા તથા તેના સંતોષની નિરપેક્ષતા અનુભવે છે વળી પ્રેમ એ સૌંદર્યની પણ અભિલાષા યાને તૃષારૂપ હોય છે. અને આ મધુર સબંધમાં નિખિલસૌંદર્યધામ પ્રભુના દર્શન, સ્પર્શ અને આનંદમાં એ અભિલાષા પોતાનો સનાતન સંતોષ પ્રાપ્ત કરે છે. પ્રેમ એ આનંદનું બાળક છે તથા તે આનંદની ખોજમાં રહે છે. અને પ્રભુના આ દિવ્ય પ્રેમમાં તેને પોતાના ચિત્તની અને ચૈતન્યના એકેએક તતુની ઊંચામાં ઊંચી, તેનાથી ધારણ થઇ શકે તેટલી, આનંદની મસ્તી મળે છે. વળી, માનવ-માનવ વચ્ચે જ્યારે આ મધુર ભાવ હોય છે ત્યારે પોતાના પ્રેમપાત્ર પાસેથી

વધારેમાં વધારેને માટે તે માગણી કરે છે, અને માનવમાં જ્યારે પ્રેમભાવની ઉચ્ચમાં ઉચ્ચ તીવ્રતા તે પ્રાપ્ત કરે છે ત્યારે પણ તેને સૌથી ઓછો સંતોષ થાય છે, કારણકે એક માત્ર ભગવાનમાં જ તેને વાસ્તવિક અને નિરપેક્ષ સંતોષ મળી શકે તેમ હોય છે એટલે પ્રભુ પ્રત્યે સર્વ માનુષી ભાવોને એટલે ઊર્મિઓને વાળવાની સંપૂર્ણ સાર્થકતા એ દિવ્ય પ્રેમમાં પ્રાપ્ત થાય છે, તથા માનવ જીવનમાં વ્યક્ત થતો માનુષી પ્રેમ એ જેનું પ્રતીક એટલે સંજ્ઞા હોય કે તે દિવ્ય વસ્તુનું સમગ્ર સત્ય તેને ત્યારે જ પ્રાપ્ત થાય છે આ પ્રમાણે તેની સર્વે અંધ પ્રેરણાઓ દિવ્ય રૂપાંતરને પ્રાપ્ત કરે છે, ઉન્નત બને છે, અને આનંદવડે સંતુષ્ટ થાય છે એ આનંદમાંથી આપણો જન્મ થયો હતો અને પ્રેમના અદ્વૈતવડે દિવ્ય જીવનના તે આનંદ પ્રત્યે આપણે ગતિ કરીએ છીએ ત્યાં એ દિવ્ય ભૂમિકામાં, પ્રેમ નિરપેક્ષ, સનાતન અને વિશુદ્ધ હોય છે

*

## પ્રકરણ ૪ થું

# ભક્તિનો પંથ

### ભક્તિયોગમાં નિશ્ચિત પદ્ધતિનો અભાવ; છતાં તેની સામાન્ય પ્રણાલીના ચાર વિભાગો

માનવના આત્મામાં ભગવાનને માટેની તૃષા જેમ અપરિમેય હોય છે તેમ તેને છીપાવનારી ભક્તિ પણ વિશાળ અને અનેકમાર્ગી હોય છે. અને પોતાના લક્ષ પ્રત્યે સીધેસીધી ગતિ કરનાર પ્રેમ અને કામનાની શક્તિઓની પેઠે ભક્તિ પણ સરળ અને ઋજુ હોય છે. એટલે રાજયોગની પેઠે માનસશાસ્ત્ર ઉપર કે હઠયોગની પેઠે અર્ધમાનસ, અર્ધ સ્થૂલ ભૂમિકા ઉપર આધાર રાખનાર પદ્ધતિની પેઠે ભક્તિયોગને કોઇ નિશ્ચિત પદ્ધતિનું સ્વરૂપ આપી શકાય તેમ નથી. વળી સામાન્ય જ્ઞાનયોગમાં જેમ નક્કી કરેલી, સ્વીકૃત બુદ્ધિની કે તર્કશક્તિની પદ્ધતિથી શરૂઆત કરવામાં આવે છે તેમ ભક્તિયોગમાં બનવું શક્ય નથી. ભક્તિયોગ વિવિધ પ્રકારના ઉપાયો અજમાવે, અથવા તો, જુદી જુદી સહાયોનો આશ્રય લે એ બનવાજોગ છે. અને માનવના માનસમાં વ્યવસ્થા કરવાની વૃત્તિ હોવાથી પોતે જે ઉપાયોની મદદ લેતો હોય છે તેમાંથી એકાદ પદ્ધતિ ઉપજાવી કાઢવાનો યત્ન તે કરે છે. પરંતુ ભક્તિનાં જે વિધવિધ સ્વરૂપો પ્રચાર પામ્યાં છે તેનું વર્ણન કરવા માટે તો માનવના જે અસંખ્ય ધર્મો થઇ ગયા છે તેમણે પ્રભુપ્રાપ્તિ માટે કરેલા સર્વે આંતર પ્રયત્નોનું સિંહાવલોકન કરવું જોઇએ. પરંતુ, ભક્તિના સૌથી વધારે પરિચિત માર્ગના, ખરું જોતાં આ પ્રમાણે ચાર ભાગ પડે છેઃ— (૧) પ્રથમ માનવના આત્માનું ઈશ્વરાભિમુખ

થવુ, (૨) પ્રભુ પ્રત્યે અનુરાગ એટલે પ્રેમભાવ જાગ્રત થવો અને ઊર્મિઓનું તેના પ્રત્યે આકર્ષણ, (૩) પ્રેમનુ દર્દ, અને (૪) પ્રભુના દિવ્ય પ્રેમ તરફનો પ્રત્યુત્તર, પ્રાપ્ત થયેલ પ્રેમને માટે આનદ અને એ આનંદની લીલા, જેમા સ્વર્ગીય આનંદનું હાર્દ આવી રહેતુ કે તેના પ્રભુના દિવ્ય પ્રણયનો ઉપભોગ. આ ચાર તત્ત્વો કેટલા સરળ હોઈ પદ્ધતિમા મૂકવા માટે અને પૃથક્કરણ કરવા માટે અતિ ગહન અને ગભીર છે વધારેમા વધારે એમ કહી શકાય કે "આ ચાર તત્ત્વો અનુક્રમમા મૂકાયાં છે તે ભક્તિયોગની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટેના પગથિયા છે" વળી જે ઉપાયોનો ભક્તિયોગમા ઉપયોગ એટલે પ્રયોગ કરવામા આવે છે તે ઉપાયોમાના કેટલાક, તથા ભક્તિની સાધનાની કેટલીક બાજુઓ તથા કેટલીક અનુભૂતિઓ એમા આવી જાય છે ભક્તિનો રસ્તો પૂર્ણયોગના સમન્વયયુક્ત યોગમા કેવી રીતે આવી મળે છે, પૂર્ણયોગમા તેનુ શુ સ્થાન છે અને તેના મૌલિક સિદ્ધાતોને લઈને દિવ્ય જીવનના બીજા તત્ત્વોમા શા ફેરફારો થાય છે એ બધુ વિચારતા પહેલા ભક્તિના માર્ગની સામાન્ય દિશાનુ વિશાળ દૃષ્ટિએ સિંહાવલોકન કરીશુ

## વિધિની ભક્તિ અને તત્રના "પશુ"નો ધર્મ. પૂજા વગેરેનું ભક્તિમા સ્થાન

સાક્ષાત્કારની ગેરહાજરીમા, પરતુ પોતાની અદર કોઈ દિવ્ય આદેશ અનુભવી રહેલ, અને પ્રભુ પ્રત્યે આકર્ષાતા માનવઆત્માનુ અને માનવમનનુ પોતાના ઉચ્ચતર સ્વરૂપની પ્રાપ્તિ પ્રત્યે, પોતાની પ્રભુતા પ્રત્યે વળવુ એનુ નામ યોગ. હવે ઊર્મિ અથવા ભાવપ્રધાન ચિત્ત જ્યારે એ પ્રમાણે પ્રભુ પ્રત્યે વળે ત્યારે તે

નમ્રતાયુક્ત સાશ્ચર્ય – ભક્તિનું સ્વરૂપ ધારણ કરે એ સ્વાભાવિક છે. સામાન્ય ધર્મોમાં આવો ભક્તિભાવ બાહ્ય પૂજાની વિધિરૂપે પ્રકટ થાય છે અને તેમાંથી ક્રમે ક્રમે કેવળ વિધિની બનેલી — વૈધિક એટલેકે, આચારભક્તિ શરૂ થાય છે. સાધારણ રીતે જોતાં આ તત્ત્વ જરૂરનું લાગે છે કારણકે માનવજાતિનો ઘણો મોટો ભાગ પોતાના સ્થૂલ મનમાંજ જીવન ધારણ કરતો હોય છે, અને સ્થૂલ પ્રતીકનો કે સંજ્ઞાનો આશ્રય લીધા વિના કશાનો પણ સાક્ષાત્કાર કરી શકતો નથી. તથા પોતે સ્થૂલ શારીરિક કર્મમાં પ્રકટતી શક્તિ સિવાય અન્ય પ્રકારનું જીવન ગાળી રહેલ હોય છે તેનું તેને ભાન હોતું નથી. અહીં આપણે સાધનાનો તાંત્રિક અનુક્રમ સ્વીકારીશું. સાધનાની સૌથી પ્રાથમિક એટલે અધમ દશાને તેઓ "પશુ"નો માર્ગ કહે છે. "પશુ" એટલે ઢોરું: પશુ એટલે જનાવર અથવા સ્થૂલ, અન્નમય ચેતના. તન્નમાં વૈધીભક્તિને "પશુ"ના માર્ગનુ પહેલુ પર્યાયિયુ ગણવામાં આવે છે. એ તો સ્પષ્ટ છે કે સાચી ધાર્મિકતા — અને "યોગ" એટલે ધાર્મિકતાથી તો ઘણી મહાન વસ્તુ — પણ ત્યારે જ શરૂ થાય છે જ્યારે વિધિની બનેલી કેવળ બહિર્મુખ પૂજા મનની અંદર થતી કોઇ સાચી લાગણી જોડે મેળમા હોય, અથવા કોઇ પ્રકારની વાસ્તવિક શરણાગત વૃત્તિ જોડે, "અહો"ભાવ જોડે, કે પછી, આધ્યાત્મિક અભીપ્સા જોડે બંધબેસતી થાય. એમ થતાં બાહ્ય વિધિ એ આંતર તત્ત્વને મદદરૂપ થઇ પડે છે, તેના પ્રકટ આવિર્ભાવરૂપ બની રહે છે તથા સામાન્ય જીવનમાં ખૂચી રહેલ મનને વખતોવખત, એટલે સતત ઉચ્ચ જીવનનું સ્મરણ કરાવી તેમાંથી પાછા ફરવામાં મદદ કરે છે. પરતુ જ્યા સુધી પૂજા કરવાના કે પોતાની નતિ — નમસ્કૃતિ અર્પણ કરવાના વિષય તરીકેનો પ્રભુનો ખ્યાલ હોય છે

ત્યાં સુધી યોગની શરૂઆત થઈ ગણાય નહિ. યોગનો હેતુ હોય છે મિલન એટલે એકતા. એટલે પ્રભુની ખોજ માટે, તેના સ્પર્શ માટે, સામીપ્ય માટે કે પછી પ્રાપ્તિ માટે પ્રબળ ઇચ્છાવડે જ યોગનો આરંભ થવો જોઈએ જ્યારે આ અભીપ્સા જાગ્રત થાય છે ત્યારે નમ્રતાયુક્ત સાશ્ચર્યભક્તિ આંતર-પૂજાનું અથવા તો ભક્તિનું સ્વરૂપ ધારણ કરે છે. ત્યાર પછી આપણા શરીરને આપણે ભગવાનનું મંદિર બનાવીએ છીએ, આપણા વિચારો અને ઊર્મિઓને સતત અભીપ્સાનું અને પ્રભુની શોધ કરતી પ્રાર્થનાનું રૂપ આપીએ છીએ, આપણા સમગ્ર જીવનને પ્રભુની બાહ્ય સેવા અને પૂજામાં પલટાવી નાખીએ છીએ. આ ફેરફાર, આત્માની આ અભિનવ વૃત્તિ, જેમ જેમ વધે છે તેમ તેમ ભક્તનો જે "ધર્મ" હોય છે તે "ધર્મ" મટી જઈને યોગનું રૂપ લે છે. યોગ એટલેકે વધતો જતો સ્પર્શ અને એકતા. આનો અર્થ એવો નથી થતો કે બાહ્ય પૂજાનો અને ભક્તિની વિધિનો ભક્તિયોગમાં ત્યાગ થવો જ જોઈએ પરંતુ સાચી ભક્તિનો ઉદય થતા વધારે ને વધારે અંશે અંતરની ભક્તિને પ્રકટ કરનાર કેવળ સ્થૂલ પ્રતીક રૂપે, અથવા ભક્તિના સ્રોતના પ્રવાહ રૂપે, વાણીના રૂપમાં તથા સંજ્ઞા અથવા પ્રતીકના રૂપમાં પોતાની જાતને પ્રકટ કરનાર આત્માની લહરીરૂપ તે વિધિ થઈ રહેશે.

## આત્મસમર્પણ અને ભક્તિયોગમાં નીતિનું સ્થાન

નમ્રતાયુક્ત સાશ્ચર્ય-પ્રેમભાવ ઊંડા ભક્તિયોગના તત્ત્વમાં ફેરવાઈ પ્રેમપુષ્પની પાદડીરૂપ થઈ રહે અને અર્ધ્યરૂપે પોતાની જાતને પ્રભુ–સૂર્યને સમર્પે તે પહેલા,— જો તે ખરેખર તલસ્પર્શી હોય તો,— પોતાના પ્રેમપાત્ર પ્રભુને દિનપ્રતિદિન વધતુ આત્મસમર્પણ

તે સાધક પાસે કરાવે છે. પ્રભુના દિવ્ય સ્પર્શના અધિકારી થવા માટે, અથવા તો આપણું હૃદયરૂપી મંદિર પ્રભુના પ્રવેશ માટે લાયક થાય તે સારુ, અથવા હૃદયરૂપી મંદિરમાં પ્રભુ પોતાની દિવ્ય જ્યોતિ પ્રકટાવે તેટલા માટે એ આત્મસમર્પણ ભાવનું એક તત્ત્વ આત્મશુદ્ધિ હોય છે તેને આપણે પ્રાપ્ત કરવું જોઈએ. આ વિશુદ્ધિ નીતિપાલનને પરિણામે જન્મતી વિશુદ્ધિના જેવી હોઈ શકે છે; પરંતુ નીતિવાન માનવની પેઠે સત્ય અને અનિંદ્ય કર્મ કરવાની વૃત્તિમાંથી તેનો જન્મ થયેલો નથી હોતો, અથવા તો કોઈ વૈદિક ધર્મમાં અપૌરુષેય સત્યરૂપે — ઋતરૂપે પ્રાપ્ત થયેલા પ્રભુના નિયમને એટલેકે ધર્મને આજ્ઞાંકિતપણે વશ વર્તવાની વૃત્તિમાંથી પણ તે વિશુદ્ધિ ઉદ્‌ભવતી નથી. પરંતુ આપણા અંતરમાં રહેલ પ્રભુ વિષેના આદર્શનો, અથવા તો આપણામાં વાસ કરી રહેલ પ્રભુતાની ચેતનાનો વિરોધ કરનાર સઘળી વસ્તુઓનો ત્યાગ કરવાને પરિણામે તેવી વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. પ્રભુના પોતાના સ્વરૂપનું અંતરમાં સ્પષ્ટીકરણ કરવાથી આંતરની ભાવનામાં તથા બાહ્ય કર્મના અભ્યાસમાં પ્રભુનું અનુકરણ થઈ એ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે અને આપણામાં પ્રભુ રહેલો છે એ ભાવને લીધે આપણી પોતાની પ્રકૃતિમાં તેની દિવ્ય પ્રકૃતિનું સાધર્મ્ય સ્થાપન થાય છે અને તેને પરિણામે પણ એ વિશુદ્ધિ આવે છે. સ્થૂળ વૈધી ભક્તિ અથવા આચાર-પૂજાનો અંતરના ઊંડા પૂજા-અર્ચાના ભાવ જોડે જેવો સંબંધ છે તેવો બાહ્ય નીતિમય જીવનમાં તથા દિવ્ય પ્રકૃતિના સાધર્મ્યમાં થતા માનવના વિકાસ વચ્ચે સબંધ છે. પ્રભુ જેવા થવાની અભીપ્સાવાળી સાદશ્યમુક્તિમાં એટલેકે, નિમ્ન પ્રકૃતિમાંથી છૂટકારામાં અને દિવ્ય પ્રકૃતિમાં તેનું રૂપાંતર કરવામાં, આ વિકાસની અવધિ આવે છે.

## આત્મસમર્પણ; કર્મ તથા ભક્તિનો સમન્વય; સમર્પણનાં પરિણામોમાં સંન્યાસ

જ્યારે સંપૂર્ણ આત્મનિવેદન થઇ જાય છે ત્યારે આપણી સમગ્ર ચેતના પ્રભુભક્તિમાં યોજાઇ જાય છે, એટલેકે આપણું સમસ્ત ચિંતન તથા સર્વે કર્મો પણ તેમાં ભાગ લેતાં થાય છે. આ સ્થળે ભક્તિયોગ જ્ઞાનયોગનાં તથા કર્મયોગનાં મૌલિક તત્ત્વોને અપનાવી લે છે ખરો, પરંતુ પોતાની રીતે તથા પોતાના વિશિષ્ટ સ્વરૂપને કાયમ રાખીને. અહી પણ કર્મયોગની પેઠે જીવનને તથા કર્મોને યજ્ઞરૂપે પ્રભુને સમર્પિત કરવાનાં હોય છે. પરંતુ પોતાની તપશક્તિને પ્રભુની દિવ્ય તપશક્તિ સાથે સંવાદી બનાવવા કરતાં પ્રેમમય યજ્ઞરૂપે તે ક્રિયા કરવામાં આવે છે. પોતાનું જીવન, "પોતે" એવી ભાવનામાં જે કાંઇ આવી જતું હોય તે સઘળું, "પોતાનું" હોય તે સર્વસ્વ, તથા પોતે જે કાંઇ કરે તે સર્વે કર્મ સાધક પ્રભુને અર્પણ કરી દે છે. આ આત્મસમર્પણ સંન્યાસનું સ્વરૂપ લઇ શકે છે. એટલેકે, સામાન્ય જીવનનો ત્યાગ કરી દઇને તે પોતાના દિવસો કેવળ પ્રાર્થના, ગુણકીર્તન અને પૂજામાં કે મગ્ન ધ્યાનમાં નિર્ગમન કરે, અથવા તો પોતાની માલમિલકતનો ત્યાગ કરી દઇને જેની એક માત્ર મિલકત પ્રભુ છે એવો સાધુ કે ભિક્ષુ તે થઇ રહે છે. એમ નહિ તો, ભગવાન જોડે તથા તેના ભક્તો સાથે જ તે સબંધ રાખે છે, પછી તે સંબંધમાં મદદકર્તા થઇ શકે એવાં કર્મો સિવાયનાં અન્ય સર્વે કર્મોનો જીવનમાંથી ત્યાગ કરી દે છે, અને બહુ બહુ થાય તો, સંન્યસ્ત જીવનના સલામત કિલ્લામાં રહ્યો રહ્યો પ્રેમ, દયા, અને શિવના દિવ્ય તત્ત્વોમાંથી, ખાસ કરીને વિશિષ્ટરૂપે વહેતાં

માનવ-સેવાના કાર્યો તે કર્યે ગણે છે. પરંતુ પૂર્ણયોગને માટે વધારે લાયક એવું વિશાળ આત્મનિવેદન પણ શક્ય છે. તેમાં પરિપૂર્ણ જીવનને તથા અખિલ જગતને પ્રભુની લીલા તરીકે સ્વીકારવામાં આવે છે, તથા પોતાના સમગ્ર ચૈતન્ય અને માનસને સાધક પ્રભુના હાથમાં સોંપી દે છે. અર્થાત્ પોતાની સમગ્ર જાતને તથા પોતાની સઘળી મિલકતને તે પ્રભુની જ, નહિ કે પોતાની ગણે છે, તથા સર્વે કર્મો તે પ્રભુને સમર્પણરૂપે આચરે છે. આ પ્રમાણે થતા આંતર તથા બાહ્ય જીવનનું સંપૂર્ણ અને સક્રિય સમર્પણ, એટલેકે અખંડ આત્મસમર્પણ સ્થાપન થાય છે.

## વિચારશક્તિવડે ભક્તિયોગનો અભ્યાસ

વિચારોનું સમર્પણ સુદ્ધાં પ્રભુને જ કરવાનું હોય છે. એના મૂળમાં જોવા જઈશું તો ભક્તિના લક્ષ્યરૂપ પ્રભુના ઉપર મનને સ્થિર એટલે એકાગ્ર કરવાનો પ્રયાસ જણાશે માનવનું ચંચળ મન સ્વાભાવિક રીતે અન્ય પદાર્થો ઉપર લાગેલું જ હોય છે અને જ્યારે તેને ઊર્ધ્વ ભૂમિકાઓ પ્રત્યે દોરવામાં આવે છે ત્યારે પણ સંસાર તેને વારંવાર નિમ્ન ભૂમિકા પ્રત્યે ખેંચી લાવે છે ઉપર કહ્યા પ્રમાણે મનની સ્થિરતા થવાને પરિણામે, છેવટે મન સતત પ્રભુનું જ ચિંતન કરે છે અને અન્ય સર્વે પદાર્થો તેને ગૌણ લાગે છે તથા પ્રભુ જોડે તેમનો સબંધ હોય તેટલા પૂરતો જ તેમનો તે વિચાર કરે છે આ કાર્ય ઘણીખરી વખત સ્થૂલ મૂર્તિની સહાય લઈને અથવા તો, વધારે નિકટતાપૂર્વક, લાક્ષણિક રીતે મંત્રનો કે પ્રભુનામનો આશ્રય લઈને કરવામાં આવે છે માનસિક ભક્તિવડે પ્રભુપ્રાપ્તિ કરવાના પ્રયત્નની ત્રણ ભૂમિકાઓ ગણાય છે — (૧) શ્રવણ. પ્રભુના નામનું, ગુણોનું, અને તેના લક્ષણોનું સતત

શ્રવગ્ (૨) મનન · એ નામનું કે પ્રભુના સ્વરૂપનું સતત ચિંતન, (૩) નિદિધ્યાસન મનને તેના ચિતનના વિષયરૂપ પ્રભુમા સ્થિર તથા દૃઢ કરવુ તે આ પ્રમાણે કરવાથી પૂર્ણ સાક્ષાત્કાર થાય છે વળી એ ત્રણ પ્રકારના અભ્યાસને પરિણામે જ્યારે ભાન બહુ તીવ્ર હોય, અથવા તો મન પૂર્ણ એકાગ્ર થઇ જાય, ત્યારે સમાધિ પણ થાય છે, જેમા બાહ્ય પદાર્થોનુ ભાન તદ્દન વિલુપ્ત થઇ જાય છે પરંતુ આ બધા પરિણામો આગંતુક છે મુખ્ય વસ્તુ તો મનની ચિંતનશક્તિમા ભક્તિના વિષયરૂપ ભગવાન માટે તીવ્ર ભક્તિ પ્રકટે એ જ હોય છે

## વિશુદ્ધ જ્ઞાનયોગ અને ભક્તિયોગમા ભેદ

આ અભ્યાસ જ્ઞાનયોગની સાધનાના ધ્યાન જેવો દેખાય છે તોપણ તેના ભાવમા ઘણો ભેદ રહેલો જણાશે. આ ધ્યાન નિ સ્પદ મનનુ નહિ, પરતુ ભાવમસ્ત મનનુ હોય છે આ ધ્યાનનો હેતુ ભગવાનના સત્ સ્વરૂપમા જાતનો લય કરવાનો નહિ, પરતુ પોતાનામા ભાગવત ચૈતન્ય લાવવાનો અને તેના સાન્નિધ્યમા અથવા તો તેની પ્રાપ્તિમા ઊંડી આનંદમસ્તીમા આપણી જાતનો લય કરવાનો હોય છે વળી આ ધ્યાનમા જે આનંદપ્રાપ્તિ થાય છે તે અદ્વૈતની શાંતિરૂપ નહિ, પરતુ યોગ એટલેકે મિલનના નિરતિશય આનંદરૂપ હોય છે અહી પણ દ્વૈતભાવવાળુ એટલે જુદાઇના ખ્યાલવાળુ આત્મનિવેદન હોઇ શકે છે, એનેકે પાર્થિવ જીવનથી પર રહેલી અન્ય ઊર્ધ્વ ભૂમિકાઓ ઉપર સનાતન એવી આનંદની મસ્તીભરી એ અવસ્થા પાર્થિવ જીવનમા જ પ્રાપ્ત કરવા માટે જીવનના અન્ય સર્વે વિચારોને બાજુ પર મૂકવામાં આવે છે અને સર્વદેશીય આત્મનિવેદન અર્થાત્ જેમા સર્વે વિચારો પ્રભુમય

હોય તથા જીવનના નિત્યવ્યવહારમાં પણ પ્રત્યેક વિચારે પ્રભુનું સ્મરણ કરતો જ હોય, એવું આત્મસમર્પણ કરવામાં આવે છે. અન્ય યોગોમાં બને છે તેમ આ ભક્તિયોગમા પણ સાધક સર્વત્ર અને સર્વમાં ભગવાનનું જ દર્શન કરે છે, તથા પ્રભુના એ સાક્ષાત્કારને પોતાની સર્વે આંતર તથા બાહ્ય ક્રિયાઓદ્વારા ચારે બાજુ રેલાવે છે. પરતુ આ યોગમાં ભાવવડે કરવામાં આવતા મિલનના, અર્થાત્ યોગના, પ્રારભિક બળના ઉપર એ સઘળાનો આધાર હોય છે. કારણકે ઉપર જણાવેલુ સંપૂર્ણ આત્મનિવેદન તથા સપૂર્ણ પ્રાપ્તિ પ્રેમવડે સિદ્ધ કરવામા આવે છે, અને વિચાર તથા કર્મ એ બન્ને સમગ્ર અતરાત્મા તથા તેના કરણોનો કબજો લેનાર, દિવ્ય પ્રેમની ઊર્મિના જ આકારો અને સ્વરૂપો બની રહે છે.

## સામાન્ય ભક્તિનો રાગાત્મિકા, શુદ્ધ, ભક્તિમાં વિકાસ : રાગાત્મિકાભક્તિનું સ્વરૂપ

ઉપર જણાવેલા સાધનક્રમનો આશ્રય લઇને શરૂઆતમાં પ્રભુના કોઇ એક સ્વરૂપની જે અસ્પષ્ટ ભક્તિ સાધકમાં હોય છે તે દિવ્ય પ્રેમનો રગ તથા તેનુ લક્ષણ પ્રાપ્ત કરે છે અને એક વાર યોગ તરીકે તેમા પ્રવેશ થઇ ચૂકે છે એટલે તો પછી દિવ્ય પ્રેમની આંતર વાસ્તવિકતાના તથા તેની તીવ્ર અનુભૂતિના રૂપમા તે પલટાઇ જાય છે. પરતુ એના કરતા વધારે નિકટ સાન્નિધ્યવાળા ભક્તિયોગમાં આ દિવ્ય પ્રેમથી જ આરભ થાય છે અને બીજી કોઇ પણ પ્રક્રિયા કે સાધનાનો આશ્રય લીધા વિના જ, પ્રેમભાવની કેવળ વ્યાકુળતાવડે જ ઇષ્ટપ્રાપ્તિ કરવામા આવે છે. અન્ય સર્વે વસ્તુઓ આવી મળે છે ખરી;— પરતુ તે સઘળી બીજમાંથી

જેમ પત્ર અને પુષ્પ આપોઆપ અંકુરિત થાય છે તેની રીતે આવે છે. જે અન્ય વસ્તુઓ આની મળે છે તે કાંઈ પ્રભુપ્રેમનો વિકાસ કરવા માટેના, કે તેની સાર્થકતા પ્રાપ્ત કરાવવાના સાધન તરીકે નહિ,—પરંતુ અંતરાત્મામાં આપોઆપ વૃદ્ધિ પામતા પ્રેમના પ્રસાર તરીકે મળે છે. સામાન્ય માનવજીવનમાં રત થયા છતાં પોતાના અંતરની ગહન વનરાજીની નજીકની વીથિકા પાછળથી જ્યારે ભગવાનની વાંસળીનો મધુર સાદ માનવને સંભળાય છે અને પોતાની જાતના ઉપરનો કાબૂ ગુમાવી જ્યાં સુધી એ દિવ્ય વેણુના વગાડનારની પાછળ પોતે પડે નહિ, તેને પકડી કાઢે નહિ, અને તેને પ્રાપ્ત કરે નહિ, ત્યા સુધી તેને સંતોષ કે શાતા વળતી જ નથી. આવી અવસ્થા જ્યારે થાય છે ત્યારે ઉપર જણાવેલો પ્રેમનો પથ તે અનુસરે છે. અંતરાત્મામાં અને હૃદયમા રહેલ આ શક્તિ, તત્ત્વતઃ સંસારના પદાર્થો પ્રત્યે વિમુખ થઇ નિખિલસૌંદર્ય અને આનંદના ધામ રૂપ પ્રભુ પ્રત્યે વળતી પ્રેમ-શક્તિ જ હોય છે. આ પ્રણય-ખોજમાં સર્વે ઊર્મિઓને અને ભાવો-માદોને, સર્વે પ્રકારની ચિત્તાવસ્થાઓને અને કામનાનો કોઇ પરમ ઉદ્દેશ પ્રાપ્ત કરવા સારુ એકાગ્ર થયેલ પ્રેમના અનુભવોને — અને તે પણ માનવપ્રેમને માટે શક્ય એવી તીવ્રતાની અને વેગની અવધિના કરતાં તો સો ગણા વધારે તીવ્ર અને વેગવાન અનુભવોને—સ્થાન હોય છે. પ્રેમની એ અવસ્થામા એટલે અનુરાગમાં સાધકનો સમસ્ત પ્રાણ ક્ષુબ્ધ થઇ ઊઠે છે, પોતાની દૃષ્ટિને સ્પષ્ટ ન થયેલ એવા કોઇ દિવ્ય દર્શનવડે તેનું જીવન આલોકિત થઇ ઊઠે છે, હૃદયની અભીપ્સાના એક માત્ર લક્ષને માટે અસંતુષ્ટ તૃષા તેનામા સતત જાગ્રત રહે છે અને જીવનના એક જ કાર્યમાથી જે કાંઈ વિચ્છેદ કરાવે તેના પ્રત્યે તીવ્ર અસહિષ્ણુતા તે અનુભવે છે, અને પ્રિય પદાર્થની

પ્રાપ્તિના માર્ગમાં આવતા અંતરાયોને લઈને તેને ઉત્કટ શોક થાય છે, અને એક જ રૂપમાં નિખિલસૌંદર્ય તથા આનંદનું તેને સંપૂર્ણ દર્શન થાય છે. અને તેમા પણ, પ્રેમની વિવિધ અવસ્થાઓમાંની સર્વે હાજર હોય છે: ચિંતન અને પ્રેમના પાત્રમાં લય, મિલન, સાર્થકતા અને આલિંગનનો આનંદ, વિરહનો શોક, પ્રણયરોષ, ઉત્સુકતાનાં અશ્રુ, પુનર્મિલનનો વિશુદ્ધ આનંદ, આંતર-ચૈતન્યના એટલે અંતરાત્માના એ પરમ મહાકાવ્યનું ક્ષેત્ર માનવહૃદય બની રહે છે. પરંતુ ઊંડુ આધ્યાત્મિક રૂપાંતર વધારે ને વધારે અનુ-ભવનાર તથા આત્માના જ્યોતિર્દીપ્ત વિકાસને પ્રકટાવનાર ક્રમળરૂપ તે હૃદય હોય છે. આ પ્રણય-ખોજનું મૂળ સામાન્ય માનવભાવોની ઉચ્ચતમ શક્યતાઓથી જેમ ઘણુ પર હોય છે, તેજ પ્રમાણે તેનો અતિમ આનદ તથા "મસ્તી" કલ્પનાથી તથા વાણીથી પણ અતીત હોય છે, કારણકે એ આનદ દિવ્ય હોઈ માનવ-બુદ્ધિને માટે અગોચર છે.

## ભક્તિયોગમાં માનુષી સંબંધોના સ્વીકારની સાર્થકતા; પ્રભુનું દિવ્ય વ્યક્તિત્વ

હિંદની ભક્તિભાવનામા આ દિવ્ય પ્રેમ ઘણા જ સમર્થ સ્વરૂપોમાં પ્રકટ થયેલો છે. એ સઘળાં સ્વરૂપો કાવ્યનાં સૂચકો (પ્રતીકો)— ખરુ જોતા કેવળ પ્રતીક માત્ર જ નહિ, પરતુ અન્ય કોઈ સ્વરૂપમાં પ્રકટ ન કરી શકાય એવા કોઈ સત્યના નિકટ પ્રવાહકો — છે. એ પ્રેમ માનુષી સબધોનો ઉપયોગ કરે છે તથા દિવ્ય વ્યક્તિને કેવળ રૂપક તરીકે નહિ, પરતુ પરમ આનંદ અને સૌંદર્ય-સ્વરૂપ પરમાત્માના પોતાના પાર્થિવ શરીર તથા આકાર તરીકે અનુભવે છે, કારણકે પરમ સૌંદર્ય અને આનદધામ પ્રભુ તથા માનવ-આત્મા

વચ્ચે દિવ્ય સબધો શક્ય છે, અને ખરુ જોતાં સર્વે માનુષી સંબધો એ દિવ્ય સબધના અપૂર્ણ, પરતુ વાસ્તવિક પ્રકારો જ હોય છે. સૌંદર્ય તથા આનદ એ બને કઇ અસ્પર્શ્ય, ઇન્દ્રિયોને અગોચર એવી કોઈ કેવળ મનોમય, સૂક્ષ્મ શરીરધારી સત્તાના વિચારમય ઘાટ, અથવા તો તેના કેવળ ગુણો નથી પરતુ પુરુષોત્તમસ્વરૂપ ભગવાનનુ સ્થૂલ રૂપ તથા તેનો દેહ એ સૌંદર્યનો તથા આનદનો બનેલો હોય છે ભક્તનો આત્મા કોઇ જીવત પ્રભુ માટે તલસે છે, કારણકે જીવન સકળના મૂળમા કાઈ એકાદ વિચારની કે મનોમય સત્ત્વની અથવા તો સત્ની કોઈ નિર્ગત— નિરાકાર સ્થિતિ માત્ર રહેલી નથી, પરતુ વાસ્તવિક પિંડધારી સત્ આવી રહેલ છે તેથી કરીને દિવ્ય પ્રણયીની પ્રાપ્તિમા અતરાત્માના પ્રાણને સતોષ થાય છે જે વિધવિધ સબધોમા તેને પોતાની જાત મળી આવે છે તથા જેમનાદ્વારા તે પોતે પ્રકટ થાય છે તે સઘળા માનુષી સબધો આ દિવ્ય ભક્તિમા સપૂર્ણપણે સાર્થક થાય છે અને તેથી કરીને તે સબધોમાના કોઈ પણ એકનો કે સર્વેનો આશ્રય લઇને પ્રિયતમ રૂપ પ્રભુની શોધ કરી શકાય છે,— જો કે જે સબધોમા ભાવોન્માદની પરાકાષ્ઠાને સ્થાન હોય છે તેમનાવડે તેની ખોજ પણ સૌથી વધારે ઉત્કટતા સહિત થઈ શકે છે તથા તેની પ્રાપ્તિમા પણ સૌથી વધારે તલસ્પર્શી નિરતિશય આનન્દની અવધિ અનુભવાય છે પ્રિયતમને માટે ભક્ત પોતાના અતરમા ઊંડો ઊતરીને ખોજ કરે છે અને તેથી સર્વે માનવોથી દૂર, અતરમા એકત્ર થયેલી સમગ્ર ચૈતન્યની એકાગ્રતાવડે અતરાત્માની જ અદર તેનો સાક્ષાત્કાર થાય છે, પરતુ માનવ-આત્માનો એ પ્રિયતમ જ્યા જ્યા પોતાનો

આવિર્ભાવ કરે છે ત્યાં ત્યાં પણ ભક્ત તેનાં દર્શન કરે છે તથા તેને ચહાય છે. ભક્તને જે પ્રેમનો ઉપભોગ મળે છે તે વિશ્વપ્રેમ રૂપે બહાર વહેવા માંડે છે. જીવનસમસ્ત એ વિશ્વપ્રેમના આનંદના પ્રસાદરૂપ બની રહે છે, અને સ્થૂલ જગતનો બાહ્ય દેખાવ, તેનું દૃશ્ય રૂપ, માનવની સ્થૂલ ઇન્દ્રિયોને ગોચર તેનું જે રૂપ હોય છે તેનાથી તદ્દન જુદુ જ બની જાય છે. દિવ્ય આનંદની લીલારૂપે ભક્ત વિશ્વને અનુભવે છે, અને માનવ તથા ભગવાનના સનાતન મિલનના સ્વર્ગીય આનંદમા સમસ્ત વિશ્વ લય પામી જાય છે.

*

## પ્રકરણ ૫મું

# પ્રભુનું દિવ્ય વ્યક્તિત્વ

### પ્રભુના દિવ્ય વ્યક્તિત્વનો પ્રશ્ન: આધુનિક ચિંતનની દિશા, ભિન્નગતતા પ્રત્યે

પૂર્ણયોગ જેવો સમન્વયસાધક યોગ જેમાં જ્ઞાન અને ભક્તિનો કેવળ સમાવેશ માત્ર નહિ પરંતુ સમન્વય થવો જોઇએ, તેમાં પ્રભુના વ્યક્તિત્વનો મુશ્કેલી અને અગત્યભર્યો પ્રશ્ન એકદમ ઉપસ્થિત થાય છે જ. આધુનિક ચિંતનની દિશા વ્યક્તિત્વની કિંમત ઉતારી પાડવા તરફ વધારે નમે છે. જીવનની અટપટી ઘટનાઓ પાછળ આધુનિક ચિંતનને ફક્ત અપૌરુષેય – ભિન્નગત – યાને વ્યક્તિત્વહીન શક્તિ, તમોગ્રસ્ત આવિર્ભાવ જ કેવળ દેખાય છે અને એ વ્યક્તિત્વવિહીન શક્તિ પણ પોતાનું કાર્ય કુદરતી બળો અને તટસ્થ નિયમોવડે કરે છે એવી પણ સમજૂતી છે અને આ વ્યક્તિત્વ સિવાયની વિરાટ શક્તિની મહાન ગતિના મોજા ઉપર પાછળથી થનારી ગૌણ, ખંડિત અને ક્ષણિક ઘટના તરીકે જ વ્યક્તિત્વ દેખા દે છે. આ વ્યક્તિત્વવિહીન બળમાં પણ એક પ્રકારનું ચૈતન્ય છે એમ સ્વીકારતા પણ એ ચૈતન્ય ભિન્નગત, અનિશ્ચિત અને તત્ત્વતઃ અવાસ્તવિક, કેવળ સૂક્ષ્મ, મનોદેહધારી ગુણો કે શક્તિઓ સિવાય તદ્દન શૂન્યમય છે, બાકીનું સર્વ પરિણામમાત્ર છે, ગૌણ ઘટનારૂપ છે. આ આધુનિક ચિંતનને પરિણામે દોરાયલા સિદ્ધાંતો તદ્દન સામે છેડેથી શરૂઆત કરીને પ્રાચીન આર્યમીમાંસાઓએ પણ તારવી કાઢ્યા હતા. તેણે વ્યક્તિત્વહીન

એટલે બિનંગત – સતને આદિ અને સનાતન સત્ય તરીકે સ્વીકારીને શરૂઆત કરી; એમાં વ્યક્તિત્વ તો કેવળ માયા જ હોય, અથવા તો, બહુબહુતો મનકલ્પિત ઘટના જ હોઈ શકે.

## આધ્યાત્મિક જીવનનું સત્ય વ્યક્તિત્વ કે અવ્યક્ત ?

પરંતુ ઊલટ પક્ષે, જો ભગવાનના વ્યક્તિત્વની વાસ્તવિકતા — તે પણ માયાની ભ્રમણા નહિ પરંતુ વાસ્તવિક — સાચી વાસ્તવિકતા — તરીકે સ્વીકાર કરવામાં ન આવે તો ભક્તિયોગ જ અશક્ય બની જાય છે. પ્રિયતમ અને પ્રિયા વિના પ્રેમ ક્યાંથી સંભવે ? અને આપણું વ્યક્તિત્વ એક ભ્રમણા — માયા, એટલે મિથ્યા જ હોય અને જે પરમ પુરુષના વ્યક્તિત્વ પ્રત્યે આપણી ભક્તિ કલ્લોલ કરતી વધે છે તે પોતે પણ માયાનો જ પ્રાથમિક પ્રકાર હોય, અને આપણે એ પ્રમાણે માનતા હોઇએ તો પ્રેમ અને ભક્તિવંદના એ સઘળાને એકદમ તિલાંજલિ જ આપવી જોઇએ. અને કદાચ એ ભાવ જીવે તો પણ બુદ્ધિનાં શુષ્ક ને સ્પષ્ટ સત્યોનો પોતાના મજબૂત ધડકારાવડે ઈન્કાર કરનાર હૃદયની તર્કવિરોધી ઊર્મિ તરીકે જ જીવી શકે. આપણા પોતાના મનના જ પડછાયાને, અથવા તો સત્યની જ્ઞાનાગ્નિપ્રખર દૃષ્ટિ સમક્ષ લોપ થઈ જતી વિશ્વની ઘટનાને ચહાવું શક્ય હોઈ શકે, પરંતુ બુદ્ધિ-પૂર્વક આચરેલ આત્મવંચના ઉપર મુક્તિના માર્ગનો પાયો ચણી શકાય નહિ. જે ભક્ત હોય છે તે સાચે જ આ બુદ્ધિની શંકાઓને અનુમતિ આપતો નથી. તેના હૃદયમાં દિવ્ય જ્ઞાન જાગ્રત થાય છે — તેને સત્યનું દર્શન હૃદયમાં થવા માંડે છે, અને તેના હૃદયમાં થતી એ જ્ઞાનજ્યોતિ તેને માટે પૂરતી હોય છે. પરંતુ પૂર્ણયોગના સાધકે તો સનાતન અને અંતિમ સત્યનું જ્ઞાન મેળવવું

જરૂરનું છે, અને પકડાયાના આનંદમાં છેવટ સુધી તેણે રહેવું ન જોઈએ જો અવ્યક્ત, નિર્ગુણ જ એક માત્ર સનાતન વાસ્તવિકતા હોય તો પછી એક સુદૃઢ સમન્વયમા વ્યક્તિત્વ તથા અવ્યક્તિત્વને ભેગા કરવા અસભવિત જ છે, બહુબહુ તો તે દિવ્ય વ્યક્તિત્વને સૂચક તરીકે, એક સમર્થ અને અસરકારક બનાવટ તરીકે, અથવા તો કલ્પનાકૃતિ તરીકે ગણી શકાય પરતુ અતે તો સાધકે એ સ્થિતિનો ત્યાગ કરી તેનાથી પર થઈ જવુ પડશે, તથા અંતિમ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો ભક્તિનો તેણે સદતર ત્યાગ કરી દેવો પડશે નિરાકાર નિરજન, નિર્ગુણ વાસ્તવિકતાને પ્રાપ્ત કરવા માટે આપણે સમગ્ર ચૈતન્યમાથી — સર્વે કરણોમાથી — સર્વે સૂચકો, મૂલ્યાકનના યોગ્ગો ને ચૈતન્યમા રહેલી સઘળી સામગ્રી ખાલી કરી નાખવી જોઇએ

## બુદ્ધિની શંકાઓ દૂર કરવાની જરૂર, સ્મૃતિના ઉપર આધાર રાખવાની અગત્ય, પ્રાણ તથા ચિત્તની ઉપયોગિતા

આગળ આપણે કહી ગયા છીએ કે આપણુ મન જેને વ્યક્તિત્વ અને અવ્યક્તિત્વ કહે છે તે બને ભગવાનના જુદા જુદા સ્વરૂપો છે અને તે બનેનો તેના ચૈતન્યમા સમાવેશ થાય છે બે સામસામી દિશાએથી આપણને દેખાતી એક જ વાસ્તવિકતા આપણી દૃષ્ટિમા બે જુદા સ્વરૂપો લે છે તથા એ બનેમા આપણે જુદા દ્વારાવડે પ્રવેશ કરીએ છીએ ભક્તિના માર્ગનું અનુસરણ કરવા જતા, તથા પ્રેમની સહજ સ્ફુરણાનો સ્વીકાર કરતા, અથવા તો દિવ્ય મિલનના આનદનો ઉપભોગ કરવા જતા, બુદ્ધિની શકાઓ આપણા ઉપર હુમલો કરે તેનાથી બચવા માટે, ઉપર જણાવેલુ સત્ય આપણે વધારે સ્પષ્ટતાથી જોવુ જરૂરનું છે ભક્તિના અતિમ આનદની અનુભૂતિ થતા બુદ્ધિની એ શકાઓ સરી પડે છે જ,

પરંતુ જો આપણું મન મીમાંસકવૃત્તિથી ભરેલું—અતિ ભારે થયેલું હશે તો આનંદપ્રાપ્તિના લગભગ ઉમરા સુધી શંકાઓ આપણી પાછળ પડે છે. એટલે બુદ્ધિની તથા તર્કપ્રધાન મીમાંસકવૃત્તિની મર્યાદા જાણી લઈને શંકાઓની જેમ બને તેમ જલદી નિવૃત્તિ કરવી એ વધારે સારું છે. તર્કપદ્ધતિનો આશ્રય લેનારી બુદ્ધિની સત્યપ્રાપ્તિ કરવાની પદ્ધતિ પરિમિત છે એટલુ જ નહિ, પરંતુ બુદ્ધિવડે આધ્યાત્મિક પ્રશ્નોના ઉકલ શોધતાં જે આધ્યાત્મિક સાક્ષાત્કારો થાય છે તે પણ પરિમિત હોય છે. એટલેકે, આધ્યાત્મિક સાક્ષાત્કારની ઉચ્ચતમ અને વિશાળતમ સમગ્રતા એવા સાક્ષાત્કારોમાં આવી જતી નથી. વિવેક કરનારી તર્કશક્તિ કરતાં આધ્યાત્મિક સહજજ્ઞાનશક્તિ અને સ્ફૂર્તિ વધારે જ્યોતિર્મય માર્ગદર્શક નીવડે છે, અને એ સ્ફુરણ જ્ઞાન આપણને તર્કશક્તિવડે જ કેવળ નહિ, પરંતુ આપણા આધારના અન્ય કરણો—હૃદય તથા પ્રાણવડે પણ પોતાની સચ્ચાઇની પ્રતીતિ આપે છે. એ સર્વેને ગણત્રીમા લે અને તેમના પ્રત્યેકના વિસવાદી સત્યમાં સંવાદ સ્થાપન કરે તેનુ નામ પૂર્ણ જ્ઞાન. હૃદય તથા પ્રાણ એ બંનેમાં કાર્ય કરી રહેલ સત્યનો સ્વીકાર કરીને તથા પોતાની સામગ્રીમાં તથા કરણોની પરપગમાં પોતે પૂરાઈ રહેવાની ના પાડે તથા હૃદય અને પ્રાણ બંનેનું નિરપેક્ષ આધ્યાત્મિક મૂલ્ય આંકે તો બુદ્ધિ પોતે પણ વધારે ઊંડો આધ્યાત્મિક સંતોષ પ્રાપ્ત કરી શકે છે.

**બુદ્ધિના ધર્મો; મનોમય સ્વરૂપોમાં સત્યને પ્રકટ કરવાનો પ્રયત્ન; મનમાં પ્રાપ્ત થતી સચ્ચિદાનંદની વ્યાખ્યા—માત્ર સત્‌નો સ્વીકાર; શૂન્યાવસ્થા**

વિચારોમાં ગતિ કરવી એ મીમાંસકવૃત્તિવાળી બુદ્ધિની પ્રકૃતિ છે. અને આપણી વ્યક્તિચેતનના તથા આપણા પ્રાણના ઉપર

અસર ઉપજાવનાર તેમનાં સ્થૂલ પ્રતીકોના કરતાં તદ્દન જુદા જ પ્રકારની મનોમય વાસ્તવિકતા વિચારોને અર્પણ કરવી એ વિચારોનું કાર્ય છે. એ સ્થૂલ પ્રતીકોને અને વિચારનાં મૂર્ત પ્રતિનિધિઓને પણ તદ્દન જરૂર જેટલી જ અને સર્વસામાન્ય વ્યાખ્યામાં ઉતારી દેવા અને એ વ્યાખ્યાઓને પણ વધારે સૂક્ષ્મ સ્વરૂપ આપી કોઇ અંતિમ, નિરપેક્ષ, મનોમય સ્વરૂપમાં તેમને રજૂ કરવા એ બુદ્ધિનો સ્વભાવ છે. વિશુદ્ધ બુદ્ધિની દિશા પ્રાણથી, એટલે કે જીવનથી દૂરગામી હોય છે. સ્થૂલ પદાર્થોના વિષે નિર્ણય કરવામાં પણ આપણા વ્યક્તિત્વના ઉપર તેમની જે અસર થાય છે તેનાથી મુક્ત થઇને, તેની પાછળ જે કોઇ સામાન્ય અને બિનગત સત્ય આવી રહેલું હોય તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન બુદ્ધિ કરે છે. એ જાતના સત્યને અસ્તિત્વના વાસ્તવિક સત્ય તરીકે અથવા તો વાસ્તવિકતાની વધારે ઊંચી અને ચિરસ્થાયી કક્ષા તરીકે ગણવાની બુદ્ધિની વૃત્તિ હોય છે. આમ હોવાથી, બુદ્ધિ જ્યારે પોતાની અંતિમ પરાકાષ્ઠા પ્રાપ્ત કરે ત્યારે એ તદ્દન સ્વાભાવિક છે કે, તે કેવળ અવ્યક્તિત્વ અને નિરપેક્ષ મનોમયતામાં જ જઇને વિરમે. પ્રાચીન મીમાંસકો અહીં જ આવીને અટક્યા છે. તેમણે સર્વ પદાર્થોના ત્રણ મનોમય તત્ત્વો શોધ્યાં· સત્, ચિત્ અને આનંદ. આ ત્રણ તત્ત્વોમાના પ્રથમના ઉપર આધાર રાખનાર બીજા બેનો લય કરવાનો તેઓ પ્રયત્ન કરતા. સૌથી વધારે સૂક્ષ્મ ગણાતા પ્રથમ તત્ત્વ સત્‌મા તેઓ ચિત્ તથા આનંદનો લય કરતા. સર્વ પ્રકારના મૂલ્યાંકનનાં સાપેક્ષ ધોરણો, સર્વે સ્વરૂપો અને પ્રતિનિધિત્વવાળા તત્ત્વો જેમાથી બાતલ થઇ ગયા છે એવી વિશુદ્ધ સત્‌ની કેવળ નિર્ગુણ, નિરંજન અવસ્થામા તેઓ સર્વ પદાર્થોનો લય કરતા· એમાંથી બાકી રહેતી એક અનંત, કાલાતીત સત્ માત્રની

ઘટના. આ અવસ્થાથી પણ વધારે આગળ એક ડગલું માનવ-બુદ્ધિને માટે શક્ય છે, અને બૌદ્ધ દર્શનમાં તેણે તે ડગલું પણ ભર્યું. બુદ્ધિએ શોધી કાઢ્યું કે સત્‌ની એ અંતિમ ઘટના પણ આખરે કોઈ એક વાસ્તવિકતાને રજૂ કરનારી, તેનું સ્વરૂપ પ્રકટ કરનારી ઘટના છે. તેનો પણ તેણે ઇન્કાર કર્યો અને પરિણામે અભાવાત્મક, અથવા તો સનાતન અનિર્વાચ્યતાવાળી અનંતશૂન્યાવસ્થા તેણે પ્રાપ્ત કરી.

## ચિત્ત તથા પ્રાણની પ્રભુના વ્યક્તિરૂપને માટે માગણી

પરંતુ આપણામાં જે ચિત્ત—હૃદય તથા પ્રાણ હોય છે તેમનો નિયમ તદ્દન ઊલટો જ છે. એમનાથી વિચારમય, કેવળ મનોમય સ્વરૂપોમાં જીવી શકાતું નથી. જે વસ્તુઓ સ્થૂલ ઇન્દ્રિયો-વડે ગ્રાહ્ય હોય, અથવા તો ગ્રાહ્ય કરી શકાય તેવી હોય, તેમનામાં જ પ્રાણ તથા ચિત્તને પોતાનો સંતોષ દેખાય છે સ્થૂલ દૃષ્ટિએ, મનવડે કે આધ્યાત્મિક દૃષ્ટિએ તેઓ જે વસ્તુની શોધમાં હોય છે તેને બુદ્ધિની પેઠે સૂક્ષ્મ, મનોમય, ગગનવિહારી વિવેકશક્તિનો ઉપયોગ કરીને—એટલે કે, ભેદ પાડીને તથા તેની વ્યાખ્યા કરીને—તેઓ તેને પ્રાપ્ત કરવા માગતા નથી. વળી વિચારતત્ત્વપ્રધાન મનનો કે અવ્યક્ત નિર્ગુણ સત્‌નો સંતોષ તેમને જોઇતો હોતો નથી. પરંતુ આનંદ અને તેના ચૈતન્યની બીજી શક્તિઓ જેને વાસ્તવિક છે એવા આપણામાં રહેલ સચેતન વ્યક્તિત્વના—પછી તે વ્યક્તિત્વ સાંત હો કે અનંત હો—આનંદને અને તેની ક્રિયાને તે પ્રાપ્ત કરવા માગે છે. એટલે જ્યારે માનવનું હૃદય તથા તેના પ્રાણ પ્રભુપ્રત્યે વળે છે, અનંતને પ્રાપ્ત કરવા યત્ન કરે છે, ત્યારે કેવળ મનોમય, અશરીરી, નિર્ગુણ, સત્‌ અથવા તો શૂન્યમય

અસતની કે નિર્વાણની અવસ્થાને બદલે સતપુરુષ—ચૈતન્ય પુરુષને—કેવળ અપૌરુષેય ચૈતન્યતત્ત્વમાત્રને નહિ—તે સ્વીકારે છે. વળી એ સતપુરુષ, એ ચૈતન્ય પુરુષ, કેવળ સત્તા એટલે કે અસ્તિત્વમાંથી ઉદ્‌ભવતા શુદ્ધ, અવ્યક્ત આનંદથી ભરેલો હોતો નથી, પરંતુ 'હું છું' એવી અનંત. આનંદમય અસ્મિતાવાળો—આનંદમય પુરુષ—પણ છે. વળી, સત્, ચિત્ અને આનંદ એ ત્રણ તત્ત્વોમાંથી ચિત્ અને આનંદનો કેવળ નિરંજન, સત્-સ્વરૂપમાં લય કરવો એ પણ હૃદય તથા પ્રાણને ગમતો નથી. ત્રણેને એક જ સ્વરૂપમાં જોવાનો તેનો આગ્રહ હોય છે, કારણકે અસ્તિત્વનો યાને જીવનનો આનંદ એ તેમની સૌથી ઉચ્ચ શક્તિ છે, ને ચિત્‌શક્તિ વગર આનંદ પ્રાપ્ત કરી શકાય નહિ. સર્વાનંદમય ને નિખિલસૌન્દર્યનિધિ એવા શ્રીકૃષ્ણની મૂર્તિ હિંદના પ્રેમધર્મોમાંના સૌથી વધારે ભાવમય ધર્મમાં બિરાજે છે તેનું રહસ્ય પણ આ છે.

## બુદ્ધિમાં પ્રભુના વ્યક્તિસ્વરૂપની માગણી;—સગુણ તથા નિર્ગુણ

બુદ્ધિ પણ આ દિશાનું અનુસરણ કરી શકે છે પરંતુ તેમ કરતાં તે વિશુદ્ધ બુદ્ધિ મટી જાય છે. તે કલ્પનાશક્તિને પોતાની મદદમાં લે છે અને મનોમયરૂપો ઘડનાર શિલ્પી બને છે, પ્રતીકો અને સૂચકો સર્જે છે, આધ્યાત્મિક કલાની વિધાયક તથા કવિ બને છે. આ પ્રમાણે કેવળ બુદ્ધિપ્રધાન મીમાંસા પણ સગુણનો, અર્થાત્ પ્રભુના દિવ્ય વ્યક્તિત્વનો સ્વીકાર કરે છે ખરી, પરંતુ તે પરમ અને વિરાટ સૂચક અથવા તો પ્રતીક તરીકે. 'સગુણની પેલી તરફ રહેલી વાસ્તવિકતા પ્રત્યે જાઓ એટલે તમે નિર્ગુણને—શુદ્ધ અવ્યક્તને પ્રાપ્ત કરશો' એમ તે કહે છે. સામી બાજુથી

સગુણના ચડિયાતાપણાનું પ્રતિપાદન કરવામાં આવે છે. એ મીમાંસા કદાચ એવી દલીલ કરે કે અવ્યક્ત અને નિરંજન તત્ત્વ તો સગુણ અને વ્યક્તને કાર્ય કરવાની સામગ્રી માત્ર પૂરી પાડે છે. એટલેકે, એ અવ્યક્તમાંથી સર્વ સામગ્રી લઇને સગુણ પોતાની આધ્યાત્મિક પ્રકૃતિનાં તત્ત્વો — જેવાં કે ચૈતન્ય, આનંદ, સત્, વગેરે જેમના વડે પોતે વ્યક્ત થાય છે તે,— પ્રકટ કરે છે. નિર્ગુણ અથવા અવ્યક્ત એટલે દેખીતી અભાવાત્મકતા જેમાંથી સગુણ પોતાના સનાતન, ભાવાત્મક વ્યક્તિત્વના અનંતકોટિ વિશ્વરૂપી વિકારો પ્રકટ કરી રહ્યો છે તે. આ જોતાં આપણને સ્પષ્ટ દેખાય છે કે માનવમાં રહેલ બે અધપ્રેરણાઓ,— અથવા તો બુદ્ધિને અધપ્રેરણાનું નામ આપવું ન હોય તો — જીવનમાં રહેલી બે સાહજિક શક્તિઓ,— એક જ સત્યને પોતપોતાના દૃષ્ટિબિંદુથી જોઇ રહેલી હોવી જોઇએ

## બુદ્ધિની તથા ચિત્તની અને પ્રાણની માગણીની અગત્ય

બુદ્ધિના વિચારો અને તેની વિવેકશક્તિનું કાર્ય તથા માનવહૃદયની અને પ્રાણની અભીપ્સા – બન્નેની પાછળ રહેલા સત્યને પ્રાપ્ત કરવાના એ બન્ને કરણો છે. આધ્યાત્મિક સાક્ષાત્કાર એ બન્નેને સકારણ ઠેરવે છે, જે દિવ્ય નિરપેક્ષતાની તેઓ ખોજ કરે છે તે બન્ને શક્તિઓ પ્રાપ્ત કરે છે. છતા, અન્યવ્યતિરેકતાપૂર્વક, અન્ય સર્વેનો ત્યાગ કરીને, એકનું જ લાલન કરવામા આવે તો તેના પોતાના સાહજિક ગુણની અને લાક્ષણિક ઉપાયની મર્યાદાથી તેને પોતાને જ અડચણ થાય છે. આપણા પાર્થિવ જીવનમાં પણ આપણે જોઇએ છીએ કે હૃદય તથા પ્રાણનું અન્ય કરણોને ભોગે અનુસરણ કરવામાં આવે છે તો કોઇ પણ આલોકિત

પરિણામ કે સિદ્ધિ પ્રત્યે તે આપણને લઈ જઈ શકતા નથી તેમ બીજી બાજુએ, કેવળ બુદ્ધિપ્રધાન પ્રકૃતિ પોતે અતડી, મનોમય સૂક્ષ્મ તત્ત્વમા જ રાચનારી અને અશક્તિમાન બની જાય છે અથવા તો વધ્ય વિવેચકતા કે શુષ્ક યાન્ત્રિકતાનું સ્વરૂપ ધારણ કરે છે એ સર્વે કરણોની સુપ્રમાણ સૂરતા અને યોગ્ય સુમેળ સાધવો એ માનવકર્મના અને માનસના મહાન કોયડામાનો એક વિકટ કોયડો છે

## આધારનો સુમેળ સાધનાર સ્મૃતિની જ્ઞાનશક્તિ

બુદ્ધિ હૃદય અને પ્રાણ એ ત્રણેનો સુમેળ સાધનારી શક્તિ એ ત્રણેથી પર રહેલી સહજજ્ઞાનની શક્તિ એટલેકે સ્મૃતિ છે પરતુ તેમા પણ બુદ્ધિના ઉપયોગમા આવનાર સહજજ્ઞાન અને પ્રાણ તથા હૃદયમા કાર્ય કરનાર સહજજ્ઞાન – બન્ને જુદાજુદા હોય છે અને આપણે અન્યને બાતલ કરીને કેવળ એકનુ જ અનુસરણ કરીશુ તો આપણી સ્થિતિ પૂર્વે હતી તેવી જ રહેવાનો સભવ છે સહજજ્ઞાનની શક્તિને પરિણામે, ચિત્ત અને પ્રાણ જેવા આપણા ચૈતન્યના ઓછા જ્ઞાનવાળા કરણો કયુ તત્ત્વ, કઈ વસ્તુ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરી રહ્યા છે તે, આપણે વધારે નિકટતાથી જાણી શકીશુ એટલું જ નહિ પરતુ તે દરેકની છૂપીછૂપી માગણીને પણ જાણી શકીશુ પરતુ સ્મૃતિની અથવા સહજજ્ઞાનની આ શક્તિ આપણા આધારના સર્વે કરણોને પોતાના કાર્યનો લાભ આપી શકે કે,— કારણકે સ્થૂલ શરીરમા પણ સહજજ્ઞાન સ્ફુરી શકે છે — તે હકીકત પણ સ્મૃતિની એ શક્તિ એકત્વાથી કે અન્યવ્યતિરેક કરનારી નથી, પરતુ સમગ્ર સત્યની શોધક છે એમ પૂરવાર કરે છે આપણે તો આખાય આધારમા સ્ફુરતા સહજ

જ્ઞાનને,— આપણી પ્રકૃતિનાં છૂટાછૂટાં કરણોમા આવે તેને જ કેવળ નહિ, અથવા તો તેના સરવાળાને પણ નહિ — નિમ્ન પ્રકૃતિનાં કરણોથી ઉપરની ભૂમિકામા, તેના જે પ્રાથમિક, આધ્યાત્મિક સાક્ષાત્કારો હોય તેનાથી પણ ઉપર જઈને સ્મૃતિની પોતાની જન્મભૂમિ જે અનંત અને અપરિમેય 'સતનુ ધામ છે'— ऋतस्य स्वे दमे,— (ઋગ્વેદ) તેમાં ઊર્ધ્વગતિ કરીને સત્ય શુ છે તે જાણવાનો પ્રશ્ન કરવો જોઇએ એ અનંત સત્યની ભૂમિકામા સર્વ-સત્ પોતાનું અદ્વૈત પ્રાપ્ત કરે છે. પ્રાચીન વેદ જ્યારે ઉદ્ગાર કાઢે છે, "ऋतेन ऋतमपिहित ध्रुव...दश शत सह तस्थु स्तदेकम्।" (ઋગ્વેદ) કે "સત્યવડે ધ્રુવ સત્ય ઢકાઈ રહેલુ છે, (નિમ્ન ભૂમિકામા આપણને જેનુ સ્ફુરણ જ્ઞાન થાય છે. તે જ્ઞાનવડે સત્-માત્રનુ સનાતન સત્ય ઢકાઈ રહેલુ છે) ત્યા ઊર્ધ્વ સત્યલોકમા દશ હજાર જ્યોતિઓ એક થઈને ઊભી રહે છે, તે એક છે." ત્યારે સત્યની એ ઊર્ધ્વ ભૂમિકાનો તે નિર્દેશ કરે છે.

### સ્મૃતિવડે પ્રાપ્ત થતા જ્ઞાનમાં અંતિમ સત્યની એકતાનો અનુભવ

આધ્યાત્મિક સ્મૃતિજ્ઞાન અથવા સહજજ્ઞાન હમેશા વાસ્તવિકતાને જ પ્રાપ્ત કરે છે, આધ્યાત્મિક સાક્ષાત્કારનો એ જ્યોતિર્મય પુરોગામી ધ્વજવાહક છે, અથવા તો તે સાક્ષાત્કારની પોતાની જ્ઞાનશક્તિવડે પરિપ્લુત જ્યોતિરૂપ છે. આપણા માનસની બીજી શક્તિઓ જે વસ્તુની શોધ કરવાને મથન કરી રહી હોય છે તેને સહજજ્ઞાનની શક્તિ જુએ છે, સ્પષ્ટતાથી તેનુ દર્શન કરે છે. બુદ્ધિના મનોમયદેહધારી પ્રતિનિધિરૂપ વિચારોમા તથા હૃદય અને પ્રાણના પ્રત્યક્ષ પ્રતિનિધિરૂપ ઘટનાઓમા તથા પદાર્થો વગેરેમા

રહેલ ધ્રુવ સત્યને તે પ્રાપ્ત કરે છે એ ધ્રુવ સત્ય વ્યવહારથી સુદૂર, કેવળ વિચારમય અથવા તો બહિર્દષ્ટિને દેખાય તેવુ સ્થૂલ હોતુ નથી એ ધ્રુવ સત્ય એવુ છે કે તેના માનસના આવિર્ભાવની બે બાજુઓ આપણને ઉપર જણાવી તેમ બેવડી દેખાય છે આપણા માનસનાં સર્વે કરણો માહોમાહે તકરાર કરવી બંધ કરીને ઊર્ધ્વ ભૂમિકામાથી આવતી જ્ઞાનજ્યોતિવડે આલોકિત થાય છે ત્યારે આપણા સમગ્ર ચૈતન્યની સ્મૃતિ સ્ફુરણશક્તિ જે સત્યનુ દર્શન કરે છે તે નીચે પ્રમાણે છે આપણુ આખુ માનસ જે સત્યની પ્રાપ્તિને માટે ઝંખી રહ્યુ છે, જેને માટે તે પ્રયત્ન કરી રહ્યુ છે, તે સત્ય એક જ છે અવ્યક્ત નિર્ગુણ એક સત્ય છે, વ્યક્તિત્વ વાળુ સગુણ પણ એક સત્ય છે આપણા માનસની ક્રિયાને બે જુદેજુદે છેડેથી દેખાતુ એક જ સત્ય તે બન્નેમા વ્યક્ત થઈ રહ્યુ છે બેમાથી કેવળ એક જ લઈશુ તો તે આપણને સત્યનો પૂરેપૂરો ખ્યાલ આપી શકે તેમ નથી અને છતા બેમાથી ગમે તે એકનો આશ્રય લઈને આપણે તે સત્યના પ્રત્યે જઈ શકીએ છીએ

અવ્યક્તિ અને વ્યક્તિ, વિચાર, તપશક્તિ વગેરેમા રહેલુ સ્વરૂપ, બુદ્ધિમા સત્, ચિત્, આનંદ સર્વ સ્વરૂપોનુ જ્ઞાન

બહારથી જોવા જઈશુ તો જાણે એક અપૌરુષેય નિરંજન વિચાર જ વિશ્વમા સક્રિય થઈ વિકસતો જણાય છે અને તેણે પોતાના કાર્યની સગવડને જ ખાતર 'મીમાંસક' વિચારકની કપોલકલ્પિત ઘટના ઊભી કરી છે બહારથી જોતા વળી એમ જણાય છે કે વિશ્વમા જાણે કોઈ અપૌરુષેય તટસ્થ શક્તિ કાર્ય કરી રહી છે અને 'કર્તા'ની કલ્પના તે જ ઊભી કરે છે વિશ્વ સર્જનમા કોઈ નિરંજન સત્તા કાર્ય કરી રહેલ હોય, સચેતન—

પોતાપણાવાળા તથા અગત આનદ માણી શકે તેવા, વ્યક્તિરૂપી અસત્ય આભાસનો તે ઉપયોગ કરે છે પરંતુ બીજી બાજુથી જોઈશુ તો વિચારોદ્વારા મીમાસક એટલે જ્ઞાતા પોતે પોતાની જાતને પ્રગટ કરી રહ્યો છે એમ આપણને લાગશે. તેના વિના વિચારો અસ્તિત્વમા જ ન આવી શકત, અને આપણે 'વિચાર' એવુ નામ પણ કોને આપીએ છીએ? મીમાસક એટલે વિચારકની પ્રકૃતિની એક શક્તિનો નિર્દેશ કરવા માટે સૂચક તરીકે જ તે શબ્દ આપણે વાપરીએ છીએ. ઈશ્વર તેની તપશક્તિ તથા ચિત્શક્તિવડે પોતાની જાતનો આવિર્ભાવ કરે છે તેના સત્, ચિત્ અને આનદમા સમગ્ર અને ખડિત, સીધા અને ઊભા, તથા આડા અને અવળા એવા સર્વે સ્વરૂપોમા સત્સ્વરૂપ પરમાત્મા પોતાની જાતનો જ વિસ્તાર કરે છે, અને આ તત્ત્વોના જે મનોમય, સૂક્ષ્મ, સામાન્ય વિચાર આપણે બાધીએ છીએ તે ઈશ્વરની દિવ્ય પ્રકૃતિની સચ્ચિદાનદમય ત્રિવેણી શક્તિના બુદ્ધિએ ઘડેલા પ્રતીકો જ હોય છે આ દૃષ્ટિએ જોતા સર્વે પ્રકારની નિર્ગુણ, અવ્યક્ત, ભિન્નઅગતતા ઊલટી કલ્પિત બની જાય છે, અને જીવનની એકએક ગતિમા અને ક્રિયામા, વિશ્વના અણુએ અણુમા, એમ પરમાત્માનો જ પ્રાણ, તેની જ ચિત્શક્તિ, અને તેનો આનદ જ વ્યક્ત થઈ રહ્યો છે એમ આપણને જણાય છે તે એક છે, છતા અસખ્ય વ્યક્તિસ્વરૂપોવાળો છે, તે અનત પરમાત્મા સ્વયં – ચેતનાયુક્ત અને આત્મોત્ક્રાંતિ યાને સ્વોત્ક્રાંતિ કરનાર પુરુષ છે બને દૃષ્ટિબિંદુઓ સાચા છે,— ફક્ત આપણી બુદ્ધિની કાર્ય-પદ્ધતિમાથી 'કલ્પિત' એ શબ્દ આપણે ઊછીનો લીધો છે તેને આપણે દેશવટો દેવાનો છે ઉપર જણાવેલા દરેક દૃષ્ટિબિંદુમા રહેલી તેની પોતાની યોગ્ય વાસ્તવિકતાનો આપણે સ્વીકાર કરવાનો

છે. પૂર્ણયોગના સાધક આ દૃષ્ટિબિંદુથી જોવાનું છે, જેથી કરીને બન્ને બાજુએથી એક સત્યને જ, એક પછી એક અનુક્રમે અથવા તો એકી વખતે તે પ્રાપ્ત કરી શકે સમાંતર પાટાના ઉપર એકબીજાની જોડે જોડાયેલાં એવાં બે પૈડાંની ગતિના જેવી એ ક્રિયા હોય છે. અને બુદ્ધિના તર્કનો તદ્દન વિરોધ કરનાર, બુદ્ધિના નિયમોને અભરાઈ ઉપર ચડાવનાર, તેને તિલાંજલિ આપનાર, પરંતુ અદ્વૈતમા જે આંતર સત્ય વ્યાપી રહેલું છે તેને વશ વર્તનાર એવી એ બે દૃષ્ટિબિંદુઓની સમાંતર લીટીઓ અનંતમા ભેગી મળે છે જ.

## વ્યક્તિત્વ એટલે શું? તેની બદલાતી સ્થિતિ

આપણે પ્રભુના સગુણ સ્વરૂપને આ દૃષ્ટિથી જોવાનુ છે. જ્યારે જ્યારે આપણે વ્યક્તિત્વને વિષે બોલીએ છીએ ત્યારે ત્યારે પ્રથમ તો આપણા મનમા કોઇ મર્યાદિત, બહિર્મુખ, અને ભેદ-ભાવપ્રધાન વસ્તુનો ખ્યાલ આગળ પડતો હોય છે. આ પ્રમાણે હોવાથી પ્રભુના સગુણ સ્વરૂપનો આપણો ખ્યાલ પણ એવો અપૂર્ણતાવાળો જ હોય છે. શરૂઆતમા, આપણુ પોતાનુ વ્યક્તિત્વ એટલે અન્ય સર્વેથી છૂટુ એક પ્રાણી — મર્યાદિત, મન, શરીર તથા ચારિત્રવાળો એક પિંડ, જેને 'આપણી જાત' તરીકે આપણે માનીએ છીએ, એટલો જ ખ્યાલ આપણને હોય છે. આ પ્રમાણે વ્યક્તિત્વના પરિમાણો ચોક્કસ અને મર્યાદિત થઇ ગએલાં હોય છે. અને માનવનુ વ્યક્તિત્વ ખરુ જોતા હમેશા બદલાયા જ કરતુ હોય છે, તો પણ વ્યક્તિત્વની અચલતાના વિચારમા એક પ્રકારની વ્યવહારપૂરતી સકારણતા આપે એટલુ જ સ્થાયિત્વનું તત્ત્વ હોય છે. ભગવાનને પણ આપણે એવી જ વ્યક્તિ તરીકે કલ્પી લઇએ

છીએ,— ફક્ત શરીર વિનાની આ રીતે ભગવાન એટલે અન્ય સર્વેથી ભિન્ન, વિશિષ્ટ ગુણથી મર્યાદિત, મન તથા ચારિત્રવાળી એક જુદી વ્યક્તિ એમ કરે છે શરૂઆતમા આપણા ગ્રામ્ય વિચારોને ભગવાનનુ પ્રભુત્વ પણ બહુ તરંગી અને ફાંકાવાળુ, માનવ ચારિત્રની જ બૃહદ્ આવૃત્તિ જેવુ જણાય છે પરંતુ વિકાસ થતા, પ્રભુના વ્યક્તિત્વની દિવ્યતાને આપણે શક્તિના ચોક્કસ—બાંધેલા પ્રમાણવાળી કલ્પીએ છીએ તથા જે ગુણોને આપણે દિવ્ય તથા આદર્શ ગણીએ છીએ તેમનુ જ તેના સ્વરૂપમા આરોપણ કરીએ છીએ તથા બાકીના બધાને છોડી દઇએ છીએ.

## પ્રભુના સ્વરૂપમા માનવે કરેલા અધ્યારોપ

પ્રભુના વિચારમા ઉપર જણાવી તે મર્યાદાને લઇને પ્રભુના દિવ્ય ગુણો સિવાયના બીજા સર્વે ગુણોનું સેતાનમા આરોપણ કરીને, અથવા તો આપણને જેટલુ અનિષ્ટ કે પાપરૂપ જણાય છે તે સઘળુ ઉત્પન્ન કરવાની શક્તિ માનવમાં છે એમ કહીને તેની સમજૂતી આપીએ છીએ. પરંતુ જ્યારે જણાય છે કે આ સમજૂતી બરાબર બંધબેસતી નથી, ત્યારે 'પ્રકૃતિ'નુ નામ આપણે જેને આપીએ છીએ તે શક્તિને ઊભી કરવામા આવે છે અને જે અધમ ગુણો તથા કર્મોના પ્રચંડ સમૂહ માટે આપણે ભગવાનને જવાબદાર ગણવા માગતા નથી તે સર્વેનુ એ 'પ્રકૃતિ'મા આરોપણ કરવામા આવે છે એનાથી પણ જ્યારે વધારે ઉચ્ચ ખ્યાલ બંધાય છે ત્યારે ભગવાનમા મન તથા ચારિત્રનુ જે આરોપણ કરવામા આવે છે તે માનવના જેવુ નથી હોતુ માનવ ભગવાનને અનંત આત્મા તરીકે ગણે છે, છતા પણ છૂટી વ્યક્તિ તરીકે તેને માને છે પ્રભુ એટલે ચોક્કસ દિવ્ય ગુણોવાળી અનંત આત્મસ્વરૂપ

વ્યક્તિ. પ્રભુના દિવ્ય વ્યક્તિત્વના ખ્યાલો આ પ્રમાણે જુદા જુદા ધર્મોમાં જુદા જુદા બંધાએલા જણાય છે.

## અવ્યક્તિ અને સર્વેશ્વરવાદ: ચૈતન્યની ભાવના

માનવ-વિચારનો આ વિકાસક્રમ જોતાં, માનવના જેવા જ ગુણો તથા લક્ષણોવાળા પ્રભુને પૂજવાની આદિ પ્રેરણામાંથી અને આપણે ચર્મચક્ષુવડે જે જગત જોઈ શકીએ છીએ તેની સ્થૂલ પ્રત્યક્ષતાથી તદ્દન વિરુદ્ધ એવો પ્રભુનો બુદ્ધિજન્ય વિચાર કેવી રીતે આવ્યો તે સમજવાની આ એક રીત છે એમ પ્રથમ દૃષ્ટિએ આપણને લાગે એ સંભવિત છે. પ્રભુના સગુણ વ્યક્તિત્વનો ઇન્કાર કરીને, તથા બિનઅંગત સત્તા અને દ્વૈતરૂપને પ્રાપ્ત થયેલ શક્તિના પ્રતિપાદનનો પણ ઇન્કાર કરીને, અથવા તો બિનઅંગત, નિર્ગુણ, અવ્યક્ત એવા પુરુષનો કે સમસ્ત જીવનનો અનિર્દેશ્ય ઇન્કાર કરીને, સર્વ પદાર્થને માયાનાં પ્રતીક તરીકે, અથવા તો કાલમાં કાર્ય કરી રહેલ ચૈતન્યના વ્યાવહારિક સત્ય તરીકે સ્વીકારનાર દૃષ્ટિબિંદુનું બુદ્ધિવડે ખંડન કરવામાં મીમાંસક વૃત્તિવાળા અને શંકાશીલ માનસને બહુ મુશ્કેલી ન નડે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. પરંતુ એકેશ્વરવાદના આ બધા માત્ર મૂર્ત સ્વરૂપો છે. 'वासुदेवः सर्वम्।' (ગીતા અ. ૭, શ્લોક ૧૯) એવી સર્વેશ્વરમયતાની ભાવનાવાળા ધર્મો કદાચ ઓછા ઉન્નત લાગે, પરંતુ વિરાટ-જીવન પ્રત્યે પ્રતિકાર્ય કરવામાં, તેઓ વધારે વિશાળ સૂક્ષ્મગ્રાહી હોઈ સકલ વિશ્વના સર્વે પદાર્થોનું મૂલ દિવ્ય છે એવી અવ્યક્ત અનુભૂતિ તેમને થયેલી હોય છે. એ પ્રમાણે હોવાથી તેમણે પ્રભુના અનેક વ્યક્તિસ્વરૂપો કલ્પ્યાં અને એ સર્વેની પાછળ અચિન્ત્ય ઈશ્વરની અસ્પષ્ટ ભાવના પણ તેમણે રજૂ કરી. ઈશ્વર

અને દેવતાઓની વચ્ચેનો સબંધ તેમણે સ્પષ્ટપણે કલ્પેલો લાગતો નથી વળી સર્વેશ્વરમયતાની ભાવનામાં દેવતાઓનાં બાહ્ય સ્વરૂપો તો ગ્રામ્યતાભરી માનવતાની પૂજા જેવાં જ હોય છે. પરંતુ જ્યાં જ્યાં આધ્યાત્મિક તત્ત્વને ગ્રહણ કરનારી આંતર શક્તિ વિશુદ્ધ થઇ જણાય છે ત્યાં ત્યા જુદા જુદા દેવતાઓ એક જ ઈશ્વરનાં વ્યક્તિ-સ્વરૂપો તરીકે ગણાયાં છે. પ્રાચીન વેદનું એ સુવિદિત અને સુપ્રકટ દૃષ્ટિબિંદુ છે. સર્વેશ્વરમયવાદનો ઈશ્વર એ એક, પરમ પુરુષ હોઈ અનેક દેવો રૂપી વ્યક્તિ-સ્વરૂપોમા તે પોતાનો આવિર્ભાવ કરે છે અથવા તો તે એક ભિનઅગત અવ્યક્ત ચૈતન્ય કે સત્-સ્વરૂપ હોઈ માનવ માનસને વિધવિધ સ્વરૂપે મળે છે, દર્શન દે એમ પણ હોઇ શકે. અથવા બનેનો મેળ મેળવવાનો પ્રયત્ન કર્યા સિવાય એ બને વિચારો એકી વખતે સ્વીકારી શકાય તેવા છે, કારણકે બનેવડે મળતી આધ્યાત્મિક અનુભૂતિ વાસ્તવિક હોય છે.

## સગુણ સ્વરૂપની વાસ્તવિકતાના પ્રશ્ન

પ્રભુના સગુણ વ્યક્તિસ્વરૂપના ઉપર જણાવેલા વિચારોને બુદ્ધિની વિવેકશક્તિવડે તપાસીશુ તો, આપણા મનની વૃત્તિ અનુસાર આપણે તેને કલ્પનાના સરજન તરીકે અથવા તો મનસ્તત્ત્વનાં પ્રતીકો તરીકે જ ગણી કાઢીશુ ગમે તે દૃષ્ટિબિંદુ સ્વીકારતાં, પ્રભુ સગુણ વ્યક્તિસ્વરૂપ નથી પરતુ શુદ્ધ અવ્યક્ત તત્ત્વ છે અને તેના સગુણ વ્યક્તિત્વ સબધી આપણા વિચારો આપણા પોતાના માર્મિક, શીઘ્ર, સૂક્ષ્મ સરકાગ્રાહી વ્યક્તિત્વના તે અવ્યક્ત તત્ત્વ પ્રત્યે થતા પ્રતિકાર્યનું પરિણામ છે એમ આપણને લાગે છે. આપણે એમ કહી શકીએ કે પરમ તત્ત્વરૂપ સત્ — તે વાસ્તવિક રીતે આપણી માનવતા તથા આપણા વ્યક્તિત્વથી

તદ્દન ઊલટો જ છે, અને તેથી તેની જોડે સબંધમાં આવવા માટે આપણને વિવિધ જાતનાં, માનવીએ ઊપજાવેલાં, કાલ્પનિક સરજનો તથા વ્યક્તિરૂપી સૂચકોનો ઉપયોગ કરવાની ફરજ પડે છે જેથી કરીને તે આપણી નિકટ આવી શકે. પરંતુ આપણે છેવટનું સત્ય નક્કી કરવાનું છે તે આધ્યાત્મિક સાક્ષાત્કાર ઉપર નિર્ભર રહીને. અને જ્યારે સર્વગ્રાહી, સમગ્ર, આધ્યાત્મિક અનુભૂતિ પ્રાપ્ત કરવામાં આવે છે ત્યારે આપણને જણાય છે કે આ વસ્તુઓ કેવળ કપોલકલ્પિત અવાસ્તવિકતાઓ કે પ્રતીક માત્ર નથી અને તેમની આપણે બનાવી લીધેલી પ્રતીતિઓ ગમે તેટલી અપૂર્ણ હોય તો પણ. તેઓ મૂળ સ્વરૂપમાં, પ્રભુના દિવ્ય વ્યક્તિત્વમાં આવી રહેલ વાસ્તવિકતાઓ છે. આપણા પોતાના વ્યક્તિત્વ વિષે શરૂઆતમાં આપણને જે ખ્યાલ હોય છે તે પણ તદ્દન અસત્ય અને સ્ખલન રૂપે નહિ, પરંતુ અપૂર્ણ તથા તર્કની અનેક ત્રુટીઓવાળા, ઉપરચોટિયા દૃષ્ટિબિંદુથી દૂષિત હોય છે.

## વ્યક્તિત્વનું મૌલિક સત્ય; બાહ્ય સ્વરૂપમાં વિકાર

વધારે ઊંડું અને સાચું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે જણાય છે કે પ્રથમ દૃષ્ટિએ 'આપણે' એટલે વિશિષ્ટ ગુણનું રૂપ તથા શક્તિવાળું એક પૂતળું, જેની જોડે આપણો સચેતન 'અહં' પોતાની તદ્રૂપતા કરે છે. હવે એવું જે આપણું પોતાનું સ્વરૂપ આપણને દેખાય છે તેવું તે મૂળમાં નથી હોતું. એ હકીકત થોડા સમય માટેની તાત્કાલિક છે — જો કે હકીકત તો છે જ — અને આપણા સક્રિય ચૈતન્યની સપાટી ઉપર રહેલા આપણા ખંડ-વ્યક્તિત્વને તે લાગુ પડે છે. આપણી અંદર સર્વ ગુણોની શક્યતાવાળો, અનંતગુણ, અનંત પુરુષ આવી રહેલો જણાય છે. એ અનંત ગુણોનાં

અસખ્ય રીતે જોડકાઓ અને ઝૂમખાઓ કરી શકાય છે અને એ પ્રમાણે તૈયાર કરેલ પ્રત્યેક ગુણસમૂહ,— આપણા પોતાના સ્વરૂપનો નિદર્શક થઇ રહે છે, કારણકે આ બધા વ્યક્તિ સ્વરૂપો એક વ્યક્તિનો જ આવિર્ભાવ છે, અર્થાત્ વિશ્વમા પોતાનો આવિર્ભાવ કરનાર સગુણ દિવ્ય વ્યક્તિ સચેતન હોઇ પોતાના આવિર્ભાવનુ તેને ભાન હોય છે — તે ચેતનવત હોય છે

## પ્રભુની પરાત્પરતા – અનિર્વચનીયતા

પરતુ આપણને એ જ્ઞાન પણ થાય છે કે ભગવાન અનત ગુણોનો પણ અંતનો નથી તેની પોતાની વાસ્તવિકતાવાળી એક વિશિષ્ટ ભૂમિકા છે જેમા તે પોતાના અનત ગુણયુક્ત સ્વરૂપથી એ છૂટો થઇને સચેતન, પરતુ અનિર્દેશ્ય, સતસ્વરૂપ થઇ રહે છે એ અવસ્થામા ચિત્શક્તિ પણ તેના એ સતસ્વરૂપની અદર આકર્ષાઇ જાય છે તથા કાલાતીત વિશુદ્ધ સત્ માત્ર બાકી રહે છે વળી આપણ વિશુદ્ધ સતસ્વરૂપ વિશિષ્ટ અવસ્થામા પોતાની વાસ્તવિકતાનો ઇન્કાર કરે છે, અથવા તો 'અનાત્મ્ય' અને 'અનિલયન' (તૈત્તિરીય ઉપ૦) અજ્ઞેય જેને આપણે નામરૂપ વિનાનું 'किमपि' અથવા તો શૂન્ય અર્થાત્ અભાવાત્મક કહી શકીએ તેમા લય પામે છે જ્યારે ભગવાનના સ્વરૂપની આ વિશિષ્ટ અવસ્થા ઉપર આપણે ભાર દઇએ છીએ તથા તેણે પોતાની એ ભૂમિકામા જે સકલ સૃષ્ટિનો લય કરેલો છે તેને તદ્દન ભૂલી જઇએ છીએ ત્યારે વિશુદ્ધ અવ્યક્ત સ્વરૂપને અથવા તો અભાવાત્મક શૂન્યાવસ્થાને ઉચ્ચતમ સત્ય તરીકે આપણે જાહેર કરીએ છીએ પરતુ વધારે સમગ્રદર્શી જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થતા જણાય છે કે એ પ્રમાણે પોતાની અવ્યક્ત નિરપેક્ષતામા સમગ્ર ચૈતન્ય સહિત ઉડ્ડયન કરનાર પણ

આખરે તેનું દિવ્ય વ્યક્તિત્વ તથા તેણે વિશ્વમાં પ્રકટ કરેલ આવિર્ભાવ જ હોય છે. અને જો પ્રભુ સમીપ આપણે હૃદય તથા તર્કશક્તિ બન્ને કરણો લઇને જઇશું તો આપણને જણાશે કે નિરપેક્ષ વ્યક્તિત્વ અને સગુણતા તથા નિરપેક્ષ અવ્યક્તતા અને નિર્ગુણતાદ્વારા પણ ભગવાનને પ્રાપ્ત કરી શકાય છે.

## વિરાટથી પણ પર તેનું દિવ્ય વ્યક્તિત્વ

આપણા આંતર ચૈતન્યમાં આ પ્રમાણે જે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે તે ખરું જોતાં પ્રભુના વિરાટ-સ્વરૂપમાં કાર્ય કરી રહેલ સત્યનું જ પ્રતિબિંબ હોય છે. વિરાટમાં પણ આપણે પ્રભુને તેના વિધવિધ દિવ્ય વ્યક્તિસ્વરૂપોની અંદર જોઇએ છીએ. દિવ્ય ગુણોવાળાં વિધવિધ સ્વરૂપો પ્રભુની દિવ્ય પ્રકૃતિનો આવિર્ભાવ કરે છે અને તેવડે આપણને પ્રભુનું જ્ઞાન કરાવે છે. અનંત ગુણોમાં તેનો આવિર્ભાવ થતો આપણે જોઇ શકીએ છીએ. વળી અનંત ગુણોવડે પોતાની જાતને પ્રકટ કરનાર દિવ્ય વ્યક્તિત્વમાં પણ આપણે પ્રભુને પામીએ છીએ. નિરપેક્ષ અવ્યક્તતા તરીકે, કેવળ સત્તારૂપે અથવા તો અસત્તારૂપે, પણ આપણે તેને વિરાટમાં જોઇએ છીએ. અને એ અવ્યક્તતા એટલે શું ? પ્રભુના દિવ્ય વ્યક્તિત્વની અપ્રકટ નિરપેક્ષતા જ હોય છે. એ દિવ્ય વ્યક્તિત્વ જ આપણી અંદર તેમ જ વિશ્વની અંદર પોતાનો સચેતન આવિર્ભાવ કરી રહેલું છે.

## નિર્ગુણ અને સગુણ બન્ને વિરાટમાં છે, ઇષ્ટ દેવતાઓના વિચારનું સત્ય

વિરાટની ભૂમિકામાં પણ આપણે પ્રભુના સ્વરૂપની ઉપર જણાવેલી બે બાજુઓને વારંવાર જોઈ શકીએ છીએ. પ્રભુ એટલે

સત્ય, ન્યાય, ધર્મ, શક્તિ; પ્રભુ એટલે પ્રેમ, આનંદ, સૌંદર્ય એમ પણ આપણે કહી શકીએ, તથા એ પ્રમાણે મનમાં વિચાર તથા હૃદયમાં ભાવના કરી શકીએ. આપણે પ્રભુને વિરાટશક્તિ તરીકે અથવા તો વિરાટચૈતન્ય તરીકે જોઇ તથા જાણી શકીએ. પરંતુ સાક્ષાત્કારનો એ માર્ગ અશરીરી, સૂક્ષ્મ તથા કેવળ મનોમય ભૂમિકાના ઉપર જ આધાર રાખનારો છે, આપણે પોતે પણ જેમ અમુક ગુણોનું, શક્તિનું કે માનસતત્ત્વનાં ચોક્કસ તત્ત્વોના પ્રમાણનું બનેલું પોટલું માત્ર નથી, પરંતુ સજીવ પિંડ એટલે અવયવી હોઇ એક વ્યક્તિ તરીકે પ્રકૃતિના વિશિષ્ટ સ્વરૂપમા આપણી જાતને પ્રકટ કરીએ છીએ, તે જ પ્રમાણે ભગવાન પણ એક દિવ્ય વ્યક્તિ સ્વરૂપ છે, આપણે માટે પોતાની પ્રકૃતિનો આવિર્ભાવ વિશિષ્ટ રૂપમા કરનાર સચેતન વ્યક્તિ પણ તે છે. તેની દિવ્ય પ્રકૃતિનાં વિધવિધ સ્વરૂપમા આપણે તેની પૂજા કરી શકીએ છીએ; ધર્મના અધિષ્ઠાતા પ્રભુને, પ્રેમ તથા કરુણામય ભગવાનને, શાંતિ અને વિશુદ્ધિરૂપ ભગવાનને આપણે ભજી શકીએ છીએ. પરંતુ એટલું તો નક્કી છે કે જે વ્યક્તિસ્વરૂપમા આપણે તેને ભજીએ છીએ તે સિવાય બીજા ઘણા તત્ત્વો પ્રભુની દિવ્ય પ્રકૃતિમાં હોય છે જે આપણી દૃષ્ટિની બહાર રહી જાય છે. અકળ – અગુનમ – આધ્યાત્મિક દૃષ્ટિ તથા સાક્ષાત્કાર કરવાની ધગશ પ્રભુને વધારે કઠિનતાવાળા અથવા તો રુદ્ર સ્વરૂપોમાં પણ નિહાળવાની હિંમત કેળવી શકે છે. એમાના એક પણ વ્યક્તિસ્વરૂપમા સમગ્ર પ્રભુ સમાઇ જતો નથી, અને છતાં તેના સગુણ વ્યક્તિત્વનાં એ સ્વરૂપો વાસ્તવિક હોઇ પ્રભુ આપણને તે તે સ્વરૂપમાં મળે છે તથા આપણી સાથે વ્યવહાર કરે છે, તે પણ એવી રીતે કે જાણે તેનાં બાકીનાં બીજાં સ્વરૂપો પોતે દૂર મૂકી ન દીધાં

હોય ! પ્રત્યેક દિવ્ય સ્વરૂપમા પ્રભુ જુગો વસે છે તથા સર્વે દેવો, સમગ્રરૂપે, પણ તે પોતે જ છે તે વિષ્ણુ શ્રીકૃષ્ણ, કાલી છે માનવજાતિમા તે આપણે માટે ક્રાઈસ્ટના અથવા તો બુદ્ધના વ્યક્તિ સ્વરૂપે પોતાની જાતને પ્રકટ કરે છે જ્યારે આપણે પ્રાથમિક, એકાગ્ર અને એકમાર્ગી દૃષ્ટિથી પર જોઈ શકીએ ત્યારે વિષ્ણુની અદર આપણને શિવનુ સમગ્ર વ્યક્તિત્વ અને શિવની પાછળ વિષ્ણુનુ સમગ્ર વ્યક્તિત્વ આવી રહેલુ જણાય છે પ્રભુ અનત ગુણમય છે અને તે અનંતગુણ રૂપે આવિર્ભાવ પામનાર અનંત દિવ્ય વ્યક્તિ પણ તે છે વળી, તે પોતે એક પ્રકારની વિશુદ્ધ આધ્યાત્મિક અવ્યક્તતામા પોતાના ચૈતન્યને આકર્ષી લે છે અથવા તો અવ્યક્ત ચૈતન્યથી એટલેકે નિર્ગુણ સ્વરૂપથી પણ પેલી પાર પોતે જતો રહે છે, ત્યારે તો એક પ્રકારની આધ્યાત્મિક નાસ્તિકતા અથવા તો પ્રજ્ઞાર્યતા પણ આપણને સકારણ લાગે છે એ અવસ્થામાં પ્રભુ માનવબુદ્ધિને 'અનિર્દેશ્ય' લાગે છે એ અજ્ઞેય સ્વરૂપમા રહ્યુંરહ્યું પણ તેનુ સચેતન સ્વરૂપ, તેનુ દિવ્ય વ્યક્તિત્વ આપણને કહે છે – 'આ પણ હું પોતે જ છુ' 'અહી, મનની દૃષ્ટિથી અગોચર, પણ હુ તે–પુરુષોત્તમ છુ'

## મનથી પર પરાત્પરનું દર્શન અને તેનું પરિણામ

બુદ્ધિના વિભાગો તથા વિરોધોથી પેલી પાર એક બીજી જ જ્યોતિ આવી રહેલી છે અને ત્યા આગળ સત્યનુ જે દર્શન થાય છે તેને જો આપણે બુદ્ધિના સ્વરૂપમા પ્રકટ કરીએ તો કાઇક નીચે પ્રમાણે કહી શકાય ત્યા આગળ આ સર્વે સત્યોને ઠેકાણે એક જ સત્ય છે, કારણકે ત્યા પ્રત્યેક વસ્તુ પ્રત્યેક તત્ત્વ બાકીના સર્વમા હાજર હોય છે, અને સકારણ લાગે છે એ જ્યોતિમા

આપણા આધ્યાત્મિક સાક્ષાત્કારો પરસ્પર મેળમાં આવી જાય છે અને એકાગ્રતાને પ્રાપ્ત કરે છે એ ચૈતન્યમા તલ માત્ર પણ ભેદ-ભાવનો વાસ્તવિક અશ રહેવા પામતો નથી. પ્રભુના અવ્યક્ત અને નિર્ગુણ સ્વરૂપની પાછળ જવામા, અથવા તો તેના વ્યક્ત અને સગુણ સ્વરૂપની શોધમાં, અર્થાત્ જ્ઞાન તથા ભક્તિયોગના માર્ગોમાં ચઢતાપણાનો અને ઊતરતાપણાનો છાયો સરખો એ ભૂમિકામાં પ્રવેશ કરતો નથી.

*

## પ્રકરણ ૬ ઠ્ઠું

# પ્રભુનો આનંદ

### માનવમાં પ્રભુનો આવિર્ભાવ કરવો એ યોગનો હેતુ છે

ભક્તિનો માર્ગ આપણે આગળ જોઇ ગયા, અને વિશાળ તથા સમગ્રતાભર્યા જ્ઞાનમા તેની સકારણતા પણ આપણે વિચારી ગયા પૂર્ણયોગમા તે કેવુ સ્વરૂપ અને કયુ સ્થાન લે છે તે આપણે હવે જોઈ શકીશુ પ્રભુના અમર સત્ ચિત્ આનંદસ્વરૂપ સાથે માનવપ્રકૃતિનો આશ્રય લઈને માનવઆત્મા જે તદ્રૂપતા કરે છે તેને આપણે યોગનું તાત્વિક સ્વરૂપ કહી શકીએ એ યોગને પરિણામે માનવના મનથી * પી શકાય તથા આધ્યાત્મિક તપસ્યાને પરિણામે તે સાક્ષાત્કાર કરી શકે તેવી દિવ્ય, ભાગવત પ્રકૃતિમા માનવના ચૈતન્યનો વિકાસ સધાય છે પ્રભુના જે સ્વરૂપનુ જેટલુ દર્શન આપણે કરીએ તથા જેને પ્રાપ્ત કરવા માટે આપણે ચૈતન્યને એકાગ્ર કરીએ તેટના તદ્રૂપ આપણે બની શકીએ છીએ અથવા તો તેની જોડે એક પ્રકારનુ અદ્વૈત પ્રાપ્ત કરીએ છીએ કાંઇ નહિ તો છેવટે તેની જોડે આપણે સવાદી બની તાલબદ્ધતા પ્રાપ્ત કરીએ છીએ તેની ઉત્તમોત્તમ વ્યાખ્યા પ્રાચીન ઉપનિષદે સ્પષ્ટ અને જોરદાર રીતે કરેલી છે "જે તેને સત્‌રૂપે માને છે તે સત્‌સ્વરૂપ બને છે અને જે કોઈ તેને અસત્ ધારે છે તે અસત્‌રૂપ થઈ રહે છે" (ક) પ્રભુના બીજાં તત્ત્વોનું પણ એના જ જેવુ સમજવુ ભગવાનના સ્વરૂપનું તાત્વિક અને વ્યવહાર લક્ષી સત્ય બન્ને એ સિદ્ધાતમા સમાયલા છે ભગવાન આપણાથી પર એવુ એક સત્ય હોઇ આપણી પોતાની અંદર તો તે ક્યારનુ

વ્યાપી રહેલ છે, પરંતુ આપણે તદ્રૂપ બન્યા નથી, અથવા તો આપણા માનવજીવનમાં આપણે તેની સાથે તદ્રૂપ થવાનો આરંભ જ હજી તો કર્યો છે. પરંતુ ભગવાનનું જે કોઈ સ્વરૂપ, જેટલું સ્વરૂપ આપણે જોઈ શકીએ તેને આપણી સચેતન પ્રકૃતિમાં — આપણા માનસમાં — આપણે સર્જી શકીએ અને જાગ્રત કરી શકીએ, તથા તેમાં આપણો વિકાસ પણ કરી શકીએ વ્યક્તિસ્વરૂપમાં એ પ્રમાણે પ્રભુને સર્જવો અને પ્રકટાવવો તથા તેના પ્રગટપર અને વિરાટ સ્વરૂપમાં આપણો વિકાસ કરવો એ આપણું આધ્યાત્મિક ભાવિ નિર્માણ થએલું છે. અથવા તો, આપણી માનવપ્રકૃતિની નિર્બળતાને એ આદર્શ અતિઅતિ – ઉચ્ચ લાગતો હોય તો છેવટે ભગવાનને પોતાની પ્રકૃતિમાં પ્રતિબિંબિત કરવો તથા તેની જોડે સલામત સંબંધ સ્થાપન કરવો એ વધારે શક્ય અને સહેલો આદર્શ લાગે છે.

## પૂર્ણયોગમાં સર્વ કરણોવડે પ્રભુ જોડે અદ્વૈત સાધવાનો આદર્શ : વ્યક્તિ તથા વિરાટ બન્નેમાં પ્રભુનો સ્વીકાર

આપણે જે પૂર્ણ અને સમન્વિત યોગ વિષે વિચાર કરીએ છીએ, તેનો હેતુ આપણી માનવપ્રકૃતિના દરેક કરણવડે છૂટે, અથવા તો સર્વ કરણોવડે એકસામટું, પ્રભુના સત્ ચિત્-અને આનંદ સ્વરૂપ સાથે અદ્વૈત અનુભવવાનો છે. અને અંતિમ અવસ્થામાં એ સર્વ કરણોનો પરસ્પર મેળ મળે છે અને તેનામાં સુઘટિત એકસૂત્રતા જામીને સમગ્ર માનવપ્રકૃતિનું દિવ્ય પ્રકૃતિમાં રૂપાંતર થઈ જાય છે. સમગ્રદર્શી આત્માને એ રૂપાંતર થયા વિના કદી પણ સંતોષ થાય જ નહિ કારણકે પ્રભુના જે સ્વરૂપનું તેને જ્ઞાન તથા દર્શન થાય છે તેને આધ્યાત્મિક પ્રયત્નવડે તે પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે જ તથા જેટલે અંશે તેનાથી બને તેટલે અંશે

તદ્રૂપ થવાને પણ મથે. પોતાની અંદર રહેલ કેવળ બુદ્ધિની સહાયવડે, અથવા તો કેવળ તપ શક્તિ કે ફક્ત હૃદયવડે જ નહિ, પરંતુ એ સર્વે કરણોવડે એકીનખતે, તથા સમગ્ર મનોમય તથા પ્રાણમય સત્તાવડે એવો સાધક પ્રભુપ્રાપ્તિ માટેની અભીપ્સા સેવે છે અને પોતાની પ્રકૃતિને તેમના દિવ્ય સ્વરૂપમા રૂપાતર પમાડવાનો પ્રયત્ન કરે છે પ્રભુ આપણને તેના અનેક માર્ગે અને અનેક સ્વરૂપોમા મળે છે, તથા આપણને હાથતાળી આપીને નાસી જતો જણાય છે ત્યારે પણ તે આપણને પોતા પ્રત્યે આકર્ષતો હોય છે અને પ્રભુપ્રાપ્તિની દિવ્ય શક્યતાના ભીકામા તથા તેના માર્ગમાં રહેલા અતરાયોની લીલાને વટાવી જવામા, માનવજીવનનુ સમગ્ર રહસ્ય અને તેની મહત્તા રહેલા છે એ રીતે પ્રભુપ્રાપ્તિના પ્રત્યેક માર્ગની અતિમ સિદ્ધિમા, અથવા તો, સર્વે માર્ગોના એકીકરણમા,— જો આપણને તેમની એકતાની ચાવી મળે તો,— આપણે પ્રભુની પગલી શોધી કાઢીશુ, તથા તેને પકડી પણ પાડીશુ પ્રભુ અવ્યક્તતામા પણ પોતે અતર્લીન થઇ જાય છે આપણે પણ એના અવ્યક્ત સ્વરૂપ અને અનત આનદની પાછળ જઇ શકીએ પરતુ આપણા પોતાના વ્યક્તિત્વમા તથા માનવઆત્મા જોડે થતા દ્વન્દ્વી સબધમા પણ પ્રભુ આપણને મળતો હોવાથી આપણે તેનો ઇન્કાર કરીશુ નહિ, આપણે પણ પ્રેમ તથા આનંદની લીલાનો સ્વીકાર કરીશુ, તથા તે બન્નેનુ અનિર્વચનીય અદ્વૈત પણ સ્વીકારીશુ

## જ્ઞાન તથા કર્મમાર્ગમાં એકદેશીયપણાનો ભય: ભક્તિમાં સર્વગ્રાહિતા

જ્ઞાનવડે આપણે પ્રભુના સચેતન સ્વરૂપ જોડે અદ્વૈત પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ છીએ, કર્મવડે પણ પ્રભુના સચેતન,—

નિષ્ક્રિય નહિ,—સક્રિય સ્વરૂપ જોડે, દિવ્ય તપશક્તિ સાથે, સચેતન તદ્રૂપતા સાધીને અદ્વૈત કરવા માગીએ છીએ પરંતુ પ્રેમ વડે આપણે પ્રભુના સમગ્ર આનંદ જોડે અદ્વૈત કરવા પ્રયત્ન કરીએ છીએ આ કારણને લીધે પ્રેમનો માર્ગ, તેના આરંભની ગતિમાં ગમે તેટલો સંકુચિત દેખાય તો પણ અંતે અન્ય સર્વે યોગમાર્ગો કરતા વધારે સર્વગ્રાહી નીવડે છે જ્ઞાનમાર્ગની ગતિ અવ્યક્ત, નિરપેક્ષ સ્વરૂપ પ્રત્યે સહેલાઇથી વળે છે, અને તેને અન્ય માર્ગથી તદ્દન વિખૂટો પડતા વાર નથી લાગતી એ પ્રમાણે થવુ જ જોઇએ એવુ નથી, કારણકે પ્રભુની સચેતન સત્તા જેમ પરાત્પર અને નિરપેક્ષ છે તેમ તે વિરાટ–સમષ્ટિમય તથા વ્યક્તિ–વ્યષ્ટિરૂપ પણ છે એટલે જ્ઞાનયોગમા પ્રભુના સમગ્ર સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની વૃત્તિ હોઇ શકે અને હોવી જોઇએ અને પ્રભુના પરાત્પર નિરપેક્ષ સ્વરૂપ સાથે જે અદ્વૈત કરવામા આવે છે તેના જ જેટલું સંપૂર્ણ આધ્યાત્મિક અદ્વૈત આપણે માનવમા રહેલ પ્રભુ જોડે પ્રાપ્ત કરી શકીએ પરંતુ એમ થવુ જ જોઇએ એવુ કાંઈ નથી કારણકે પરાવિદ્યા અને અપરાવિદ્યા — ઉચ્ચ પ્રકારનુ અને નીચલી કોટિનુ,— એમ જ્ઞાનના બે પ્રકાર છે એવી દલીલ આપણે કરી શકીએ છીએ, તથા આપણે જો જ્ઞાનના ગિરિનુ શિખર પ્રાપ્ત કરવુ હોય તો જ્ઞાનના નીચેના પ્રદેશનો ત્યાગ કરવો જ જોઇએ" આ પ્રમાણે દલીલ કરીને સમગ્રતાના માર્ગને બદલે છૂટો અને એકલવાયો જ્ઞાનમાર્ગ અનુસરાય છે અથવા તો, આપણા અન્ય માનવબંધુઓ સાથેનો અને વિશ્વની ક્રિયા સાથેનો આપણો સંબંધ તોડી નાખવાની ક્રિયાને સકારણ ઠરાવવા માટે આપણે માયાવાદ શોધી કાઢી શકીએ છીએ કર્મમાર્ગને પરિણામે આપણે પરાત્પર પ્રભુને પ્રાપ્ત કરીએ છીએ, જેની ચિત્‌શક્તિ જગતમા એક તપ

શક્તિરૂપે કાર્ય કરી રહેલી છે. આપણામાં તથા બીજા સર્વ માનવોમાં પણ તે તપ-શક્તિ જ કાર્ય કરી રહી છે. એ દિવ્ય તપઃશક્તિ સાથે તદ્રૂપતા સાધવાથી આપણે સર્વની અંદર વ્યાપી રહેલ એક આત્મતત્ત્વ તરીકે તથા વિરાટ-પુરુષ તરીકે તથા વિશ્વના સ્વામી તરીકે તેની જોડે. તદ્રૂપ થઈએ છીએ આ તદ્રૂપતાના સાક્ષાત્કારને પરિણામે એક પ્રકારની સર્વગ્રાહિતા,–વિશાળતા, સાધકના દૃષ્ટિબિંદુમાં આવવી જોઈએ એમ આપણને લાગે છે. પરંતુ અહીં પણ એમ થવુ અનિવાર્ય નથી કારણકે, કર્મયોગને પરિણામે પણ કેવળ અવ્યક્ત સ્વરૂપ પર વધારે ઝોક આવે એ શક્ય છે તથા વિરાટ યાને વિશ્વરૂપ પ્રભુની ક્રિયામાં સાધક સતત ભાગ લેતો હોય તો પણ તે ક્રિયા તદ્દન અનાસક્તપણે અને નિષ્ક્રિયતાથી પણ કરી શકાય. એ તો જ્યારે આનંદનું તત્ત્વ આવે છે ત્યારે જ પ્રભુના સમગ્ર સ્વરૂપ જોડે તદ્રૂપતા સાધવી કેવળ અનિવાર્ય બને છે.

## આનંદપ્રાપ્તિ એ ભક્તિમાર્ગનો અંતિમ ઉદ્દેશ: પ્રભુના વ્યક્તિત્વમાં રહેલો દિવ્ય આનંદ

આ પ્રમાણે અનિવાર્ય આત્માર્થતાપૂર્વક જે આનંદ આવવા પ્રયત્ન કરે છે તે પ્રભુને ખાતર, અને બીજા કોઈ પણ હેતુ વિના, પ્રાપ્ત થતો આનંદ હોય છે. અને આનંદપ્રાપ્તિ સિવાય તેનો બીજો કશો જ હેતુ હોતો નથી. પ્રભુ આપણને અમુક વસ્તુ કે પદાર્થ આપી શકે તેમ છે તેટલા માટે, અથવા તો પ્રભુમાં વિશિષ્ટ ગુણો રહેલા છે તેટલા ખાતર ભક્ત તેને માટે ઝંખતો નથી, પરંતુ ભગવાન આપણા પ્રાણનો પણ પ્રાણ છે, આપણું સર્વસ્વ છે, આપણી પોતાની જ જાત છે તેટલા જ ખાતર તેની ઝંખના

થાય છે. પ્રભુના પરાત્પર સ્વરૂપના આનંદને પણ ભક્ત સ્વીકારે છે પરંતુ તે તેની પરાત્પરતાની ખાતર નહિ, ભગવાન પોતે પરાત્પર છે તેથી. વિરાટ આનંદનો સ્વીકાર કરવામાં આવે છે તે પણ તેની વિરાટતાને યાને વિશ્વમયતાને ખાતર નહિ-પરંતુ-ભગવાન વિરાટ-સ્વરૂપ છે તેથી. અને વ્યક્તિના આનંદનો સ્વીકાર કરવામાં આવે છે તે અંગત સંતોષ પ્રાપ્ત કરવા માટે નહિ પરંતુ ભગવાન પોતે વ્યક્તિસ્વરૂપ છે તેટલા માટે. સર્વ પ્રકારના ભેદો તથા બાહ્ય દેખાવોને આ આનંદ વટાવી જાય છે, નફાનુકસાનની કે વધારેઓછાની ગણત્રી ભૂલાઇ જાય છે, અને જ્યાં જ્યાં ભગવાનનાં દર્શન થાય છે ત્યાં ત્યાં તે તેને ભેટે છે, એટલેકે, સર્વત્ર તેને ચાહે છે. જે ઓછું યાને અધૂરું દેખાય છે તેમાં ભક્ત તેને ભેટે છે તેમ જે વધારે છે તેમા પણ તેને જ સંપૂર્ણ ભાવપૂર્વક ભેટે છે. દેખીતી મર્યાદાઓમાં તથા અપરિમેયના દર્શનમાં તેને જ ચાહે છે. સર્વત્ર પ્રભુની એકતા અને પૂર્ણતાનું સહજ જ્ઞાન અને સાક્ષાત્કાર આનંદસ્વરૂપના ભક્તને થાય છે. પ્રભુની નિરપેક્ષતાને ખાતર, તેના ચૈતન્ય કે સત્‌ને ખાતર, તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એટલે ખરું જોતાં તો આપણા અંગત લાભને માટે જ યત્ન કરવો, એટલે કે નિરપેક્ષ શાંતિને માટે યત્ન કરવો એમ જ કહેવાય. પ્રભુના દિવ્ય આનંદની પ્રાપ્તિનો હેતુ, અલબત્ત, પ્રભુને સંપૂર્ણપણે પ્રાપ્ત કરવાનો છે. પરંતુ તે તો જ્યારે આપણે પ્રભુને પ્રાપ્ત કરીએ અને પ્રભુ સંપૂર્ણપણે આપણું હૃદય જીતી લે ત્યારે આપોઆપ સિદ્ધ થાય છે. એને માટે કોઈ પણ વિશિષ્ટ ચૈતન્યની અવસ્થામાં કે ભૂમિકામાં મર્યાદિત થઈ રહેવાની જરૂર નથી. આનંદપૂર્ણ કોઇ દિવ્યધામમાં પ્રભુને પ્રાપ્ત કરવા ઇચ્છવું એનો અર્થ કાંઈ એને પોતાને ખાતર નહિ પરંતુ દિવ્યધામના આનંદને

ખાતર જ તે વાંછવું ગણાય. જ્યારે આપણને પ્રભુના રૂપનો સાચો આનંદ સંપૂર્ણપણે પ્રાપ્ત થાય છે ત્યારે સ્વર્ગ અને દિવ્યધામ સઘળાં આપણી પોતાની અંદર આવી વસેલાં જણાય છે, અને જ્યાં જ્યાં તે છે અને આપણે છીએ ત્યાં ત્યાં આપણને તેના દિવ્ય સામ્રાજ્યનો આનંદ પ્રાપ્ત થાય છે. વળી, ભગવાનને કેવળ આપણી જ અંદર શોધવો અને આપણે જ ખાતર પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એટલે તો આપણી પોતાની જાતને તથા તેના દિવ્ય આનંદ બનેને મર્યાદિત કરવા એમ જ ગણાય. સમગ્રતાવાળો આનંદ પ્રભુને કેવળ આપણી પોતાની જ અંદર નહિ પરંતુ સર્વ માનવોમાં તથા પ્રાણી માત્રમા પણ આલિંગન કરે છે. અને પ્રભુના સ્વરૂપમાં આપણે સમષ્ટિ સાથે, એટલે કે સર્વ સાથે, એકતા અનુભવીએ છીએ, એટલે આપણે ભગવાનને પ્રાપ્ત કરવા માગીએ છીએ તે કેવળ આપણે પોતાને ખાતર નહિ પરંતુ આપણા સર્વે માનવબંધુઓ માટે પણ. સંસિદ્ધ અને અખંડ—સંસિદ્ધ, કારણકે તે વિશુદ્ધ અને સ્વયંભૂ હોય છે, તથા અખંડ, કારણકે સર્વગ્રાહી અને સમગ્ર ચૈતન્યનો લય કરનાર હોય છે,—આનંદની પ્રાપ્તિ એ પૂર્ણયોગની દૃષ્ટિએ આચરાતા ભક્તિયોગનો માર્ગ કહેવાય.

## ભક્તિમાં જ્ઞાન તથા કર્મનો સ્વીકાર

એક વાર આપણામાં ભક્તિ જાગ્રત થઇ કે પછી યોગસાધનાના બીજા બધા માર્ગો તેના સિદ્ધાંતનો સ્વીકાર કરતા થઇ જાય છે તથા તેનાવડે પોતાની સૌથી વધારે સમૃદ્ધ સાર્થકતા પ્રાપ્ત કરે છે. પ્રભુને માટેની આ સમગ્રતાયુક્ત ભક્તિ જ્ઞાનથી વિમુખ હોતી નથી. પૂર્ણયોગના આ ભક્તિયોગનો સાધક પ્રભુને ચાહનારો પ્રેમી તથા પ્રભુને જાણવાવાળો 'જિજ્ઞાસુ' હોય છે, કારણકે પ્રભુના

સમગ્ર સ્વરૂપના જ્ઞાનવડે તેને સમગ્ર અને પરિપૂર્ણ આનંદ પ્રાપ્ત થાય છે. પરંતુ જ્ઞાનની સાર્થકતા આનંદમાં રહેલી છે. પ્રભુના પરાત્પર સ્વરૂપના જ્ઞાનની સાર્થકતા અનિર્વચનીય આનંદમાં, વિરાટ સ્વરૂપના જ્ઞાનની કૃતકૃત્યતા વિશ્વરૂપ પ્રભુના વિરાટ–આનંદમાં, વ્યક્તિ તરીકે તેના આવિર્ભાવના જ્ઞાનની સાર્થકતા વ્યક્તિગત આનંદમાં, અવ્યક્ત સ્વરૂપના જ્ઞાનનો પરિપાક અવ્યક્તના આનંદમાં, સગુણ સ્વરૂપના જ્ઞાનની સાર્થકતા — તેનો આનંદ પ્રાપ્ત કરવામાં રહેલી છે. ગુણો અને તેની લીલાની રમતની સાર્થકતા પણ આવિર્ભાવના આનંદમાં તથા નિર્ગુણના - ગુણવિહીનના જ્ઞાનની સાર્થકતા તેના નિરંજન, નિર્ગુણી, સત્-સ્વરૂપના અને આવિર્ભાવના અભાવના આનંદમાં રહેલી છે.

## ભક્તિમાં કર્મયોગનું સ્થાન અને તેનું દૃષ્ટિબિંદુ

તેવી જ રીતે પ્રભુભક્ત દિવ્ય કર્મયોગી પણ થશે, પરંતુ કર્મને ખાતર કે કર્મમાં મળતા અંગત સ્વાર્થી આનંદને ખાતર નહિ, પણ પ્રભુ એ રીતે કર્મદ્વારા પોતાની શક્તિનો પ્રસાર કરે છે અને તેની શક્તિના સ્વરૂપમાં તથા બીજાં ચિહ્નોમાં ભક્તને તેનાં દર્શન થાય છે તેથી. પ્રભુના આનંદમય સ્વરૂપની શક્તિ કર્મદ્વારા પ્રકટતી દિવ્ય તપ-શક્તિરૂપે વહે છે, તેના દિવ્ય ચૈતન્યથી દિવ્ય શક્તિનો આનંદ કર્મરૂપે વિશ્વમાં રેલાય છે. પોતાના પ્રેમ-પાત્ર પ્રભુનાં કર્મોમાં અને કાર્યોમાં ભક્તને સંપૂર્ણ આનંદ થાય છે કારણકે તે કર્મોમાં પણ તેને પોતાનો પ્રિયતમ દેખાય છે. ભક્ત પોતે પણ સર્વ પ્રકારનાં કર્મો કરશે કારણકે એ કર્મોવડે તેના પોતામાં રહેલ પ્રભુ તેનો દિવ્ય આનંદ વ્યક્ત કરવા માગતો હોય છે. જ્યારે તે કર્મો કરે છે ત્યારે પોતાના કર્મમાં તથા શક્તિમાં

પોતે જેને ચાહે છે તથા જેને ભજે છે તે પ્રિયતમનો આવિર્ભાવ કરે છે એમ તે અનુભવે છે પોતે જે દિવ્ય તપ શક્તિનુ આત્તા પાલન કરતો હોય છે તેની સાથે તેના આધારની (માનસની) સર્વશક્તિ તદ્રૂપ થયલી હોવાથી ભાગવત તપ શક્તિના આનદની મસ્તી તે અનુભવે છે વળી પ્રભુને ચાહનાર ભક્ત પૂર્ણતા યાને સિદ્ધિ પ્રાપ્ત કરવાને પણ પ્રયત્ન કરશે, કારણકે પૂર્ણતા એ પ્રભુની પ્રકૃતિનો દિવ્ય ગુણ છે," તથા જેમ જેમ સાધકમા પોતાનામા પૂર્ણતા વિકાસ પામે છે તેમ તેમ સાધકને તેની દિવ્ય પ્રકૃતિદ્વારા પોતાનો પ્રિયતમ વધારે આવિર્ભાવ પામતો હોય એમ લાગે છે અથવા તો કેટલીક વાર પુષ્પ જેમ આપોઆપ વિકાસ પામી પ્રફુલ્લ થાય છે તેવી રીતે ભક્ત પણ પૂર્ણતામા વિકાસ પામે એમ પણ બને છે કારણકે પૂર્ણતાસ્વરૂપ ભગવાન ભક્તના અતરમા આવી રહેલો હોઈ તેનો દિવ્ય આનદ દિવ્ય પૂર્ણતારૂપે વિસ્તરે છે જેમ જેમ એ આનદ ભક્તમા વિસ્તરે છે તેમ તેમ તેનો આત્મા મન તથા પ્રાણ પણ વિસ્તાર પામે છે અને દિવ્યતામા પ્રફુલ્લિત થાય છે અને તે ભગવાનને સર્વની અદર, પ્રત્યેક મર્યાદિત દેખાતા પદાર્થમા પણ પૂર્ણરૂપે વ્યાપી રહેલો જુએ છે એટલે તેને પોતાની અપૂર્ણતાનો શોક હોતો નથી

### જીવનના સર્વે ક્ષેત્રનો ભક્તિયોગમા સ્વીકાર — તે સ્વીકારનો હેતુ

જીવનની ક્રિયાઓવડે પ્રભુની પ્રાપ્તિ કરવાની તથા પોતાના કરણોની સર્વે ક્રિયાઓ તથા ધર્મોમા તેમ જ વિરાટની ક્રિયાઓમા પણ ભગવાનને પ્રાપ્ત કરવાની અભીપ્સા પણ ભક્તિયોગીની ભક્તિના ક્ષેત્રમાથી બાતલ નહિ હોય સમગ્ર પ્રકૃતિ તથા સમસ્ત

જીવન ભક્તને મન પ્રભુનો આવિર્ભાવ કરનાર વાહન તથા તેને મળવાનુ સંકેતસ્થાન બની રહે છે. બુદ્ધિનાં, રસવૃત્તિનાં કે તપ:-શક્તિનાં કાર્યક્ષેત્રો, 'લૌતિકશાસ્ત્રો, 'મીમાંસાઓ અને જીવન, વિચાર, કલા તથા કર્મ સ બધાંને કોઈ દિવ્યતર અનુમતિ 'મળશે' તથા તેમનામા મહાન અર્થ દેખાશે. જીવનના એ ક્ષેત્રવડે પ્રભુનાં તેને સ્પષ્ટ દર્શન થતાં હોવાથી તથા તેમનામા પ્રભુનો આન દ રહેલો હોવાથી ભક્ત એ ક્રિયાઓનો સ્વીકાર કરશે. તેમના બાહ્ય સ્વરૂપના ઉપર ભક્ત આસક્ત નહિ થઇ જાય, કારણકે આસક્તિ તો આનંદ-પ્રાપ્તિમાં અ તરાયરૂપ છે. વળી સર્વ વસ્તુઓને પ્રાપ્ત કરનાર પરતુ કશાના ઉપર આધાર નહિ રાખનાર એવો વિશુદ્ધ, સમર્થ, અને સ પૂર્ણ આન દ ભક્તને પ્રાપ્ત થયેલો હોવાથી, તથા ઉપર જણાવેલા જીવનક્ષેત્રોમા ભક્તને પ્રભુની કાર્યપદ્ધતિ, તેનુ જ કાર્ય, પ્રભુની નિશાનીઓ, સચકો તથા મૂર્તિઓ દેખાય છે તેથી, એ પ્રવૃત્તિઓને તેમને પોતાને ખાતર અનુસરનાર સાધારણ માનવને કદી પ્રાપ્ત થાય જ નહિ, અથવા તો તે સ્વપ્ને પણ કદી પ્રાપ્ત કરી શકે નહિ એવો આનદનો ઉદ્રેક ભક્તને એ ક્રિયાઓમા પ્રાપ્ત થાય છે પૂર્ણયોગની સાધનાનો આ એક ભાગ અને તેની સાર્થક-તાનો અ શ થઇ રહે છે.

## ભક્તિયોગમાં પ્રેમ સૌંદર્ય અને આનંદનાં તત્ત્વોનું સ્થાન

આનદની સુવિદિત અને સામાન્ય શક્તિ પ્રેમ છે, અને પ્રેમનો આન દ જે વિશિષ્ટ રૂપ ધારણ કરે છે તેને સૌંદર્ય કહેવાય છે. પ્રભુને ચાહનાર ભક્ત વિરાટનો પણ પ્રેમી હોય છે અને સર્વાનદ-મય અને નિખિલસૌંદર્યમય પ્રભુને તે ભેટે છે જ્યારે ભક્તના હૃદયમા વિશ્વપ્રેમ ઉદ્દામ થઇ ઊઠે ત્યારે પ્રભુએ તેના હૃદયને જીતી

લીધુ છે તેની એ નિશ્ચયાત્મક નિશાની ગણાય, તથા જ્યારે નિખિલસૌંદર્યરૂપ પ્રભુના ભક્તને સર્વત્ર દર્શન થાય, જ્યારે તેના આલિગનનો આનદ તેને સતત થયા કરે, ત્યારે તે ભક્તે ભગવાનને પ્રાપ્ત કર્યાની ખાતરીબંધ નિશાની ગણાય મિલન અને યોગ એ પ્રેમની પરાકાષ્ઠા છે, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે પરસ્પરપ્રાપ્તિ જ તેની ઊર્ધ્વમા ઊર્ધ્વ તીવ્રતા અને વેગ તથા સૌથી વિશાળ વિસ્તાર પ્રાપ્ત કરાવે છે. નિરતિશય આનદમા રહેલ અદ્વૈતનો એ પાયો છે

*

## પ્રકરણ ૭મું

## આનંદ-બ્રહ્મ

### ભક્તિયોગની શરૂઆત જ્ઞાન, કર્મ કે પ્રેમથી થઇ શકે—

પૂર્ણયોગની સમન્વિત સાધનામાં ભક્તિયોગ એટલે ભગવાનને પ્રેમ તથા આનંદદ્વારા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તથા પ્રભુના સ્વરૂપના સર્વે પ્રકારોને — સર્વે ભાવોને તે આનંદવડે ધારણ કરવા તે. પ્રેમના સંપૂર્ણ અદ્વૈતમાં — તદ્રૂપતામાં, તથા માનવઆત્માની ભગવાન જોડે ગાઢ પરિચિતતાના સર્વે પ્રકારોના ઉપભોગમાં ભક્તિયોગની પરાકાષ્ઠા રહેલી છે આ પ્રકારના ભક્તિયોગની શરૂઆત જ્ઞાનથી અથવા તો કર્મથી થઇ શકે છે. પરંતુ પોતાના પ્રિયતમ પ્રભુના સ્વરૂપ જોડે જ્ઞાનજ્યોતિર્મય અદ્વૈત સાધવાની ક્રિયારૂપે જ્ઞાનને તથા પ્રિયતમની તપ શક્તિ જોડે આપણા ચૈતન્યની સક્રિય તદ્રૂપતાના આનંદરૂપે કર્મને, તે રૂપાંતર પ્રાપ્ત કરાવે છે, અથવા તો, પ્રેમ તથા આનંદમાંથી જ ભક્તિયોગ સીધેસીધો પ્રકટ થાય એમ પણ બને છે. તેમ થાય તો, કર્મ તથા જ્ઞાન બંનેનો તે પોતાનામાં સમાવેશ કરશે તથા અદ્વૈતના સંપૂર્ણ આનંદના એક જરૂરી ભાગ તરીકે તે તેમનો વિકાસ કરશે.

### ભગવાન પ્રત્યેના આકર્ષણની શરૂઆત પ્રકૃતિનાં તત્ત્વોની મારફત, ભિન્નઅંગત હોઇ શકે

ભગવાન પ્રત્યે હૃદયના આકર્ષણની શરૂઆત તદ્દન ભિન્નઅંગત પણ હોય: એટલેકે વિગટના કે પગત્પર પરમાત્માના કોઈ તત્ત્વની ઝાંખી આપણી રસવૃત્તિને, ભાવપ્રધાન ચિત્તને, કે આધ્યાત્મિક

આનંદનો ઉપભોગ કરનારી આપણી શક્તિને, સીધેસીધી, અથવા તો અન્ય પદાર્થ વાટે, થાય છે, અને આપણે તેમા ભિન્નઅગત આનંદનો સ્પર્શ અનુભવીએ છીએ આ પ્રમાણે ભિન્નઅગત, નિર્ગુણ તત્ત્વ જોડે તદ્રૂપતાવડે જે આનંદનો અનુભવ થાય છે, તે આનદ બ્રહ્મમાથી — આનંદબ્રહ્મમાથી નીતરતો જીવનનો — સત્ માત્રનો — આનંદ હોય છે આ ભિન્નઅગત, સર્વવ્યાપી આનંદ-તત્ત્વની તથા સૌંદર્યની પણ એક પ્રકારની ભક્તિ થઇ શકે છે એટલેકે જેને નામ ન આપી શકાય એવી કોઈ વિશુદ્ધ અને અનંત પૂર્ણતાની ભક્તિ, — કોઈ અનંત પ્રત્યક્ષતા તથા અનંત શક્તિ પ્રત્યે, જગતમાં અને જગતથી પર એવા અનંત સત્ તથા આદર્શ પ્રત્યે, માનવઆત્માનું ભાવપૂર્વક આકર્ષાવુ એ તદ્દન સભવિત છે એ ભિન્નઅંગત તત્ત્વ, ન સમજાય એવી રીતે, આપણા માનસને તથા આધ્યાત્મિક ભૂમિકાને પ્રત્યક્ષ લાગે છે તથા ધીમેધીમે વધારે ને વધારે પરિચિત અને વાસ્તવિક થતુ જાય છે આનંદ બ્રહ્મનો એ સ્પર્શ આપણા અતરાત્માને સતત સાદ કરે છે ત્યાર પછી તેની પ્રત્યક્ષ હાજરીનો આનદ અને નિકટતા હોવા, તેનું જ્ઞાન મેળવવુ જેથી કરીને તેની વાસ્તવિકતા વિષે બુદ્ધિની તથા સહજજ્ઞાનની શક્તિની ખાત્રી થાય, — એ અતરાત્માની અભીપ્સા થઇ રહે છે અને આપણા નિષ્ક્રિયસ્વરૂપને તેમ જ બની શકે તેટલુ આપણા સક્રિયસ્વરૂપને, અને અતરમા રહેલ અમર અને બહિર્મુખ મર્ત્ય — એ બને સ્વરૂપોને એ આનંદની સાથે સવાદી બનાવવા એ પ્રકૃતિની એક જરૂરિયાત થઈ પડે છ આપણા આત્માને તે આનંદ બ્રહ્મ પ્રત્યે ખુલ્લો કરવો એમા જ આપણને સાચું સુખ દેખાય છે અને તેમા સતત જીવન ધારણ કરવુ એ જ કેવળ અને વાસ્તવિક પૂર્ણતા લાગે છે

## વિશ્વરચનાના મૌલિક તત્ત્વ તરીકે આનંદ, વિશ્વપ્રકૃતિમાં સૌંદર્ય દર્શન

પરાત્પર, કલ્પનાતીત, અને અનિર્વચનીય, વાચા અને મનથી અગોચર આનંદ એ પ્રભુના અગમ્ય સ્વરૂપની પ્રકૃતિ જ છે તે વિશ્વસકલના અંતરમા છૂપી રીતે વ્યાપી રહેલો છે, તથા વિશ્વના પ્રત્યેક પદાર્થમા પણ અસ્તિત્વના આનંદાકાશરૂપે તેની હાજરીનું વર્ણન કરવામા આવ્યુ છે, અને એ આકાશ—આનંદ જો ન હોત તો કોણ એક ક્ષણ પણ શ્વાસ લઇ શકત, કોણ જીવી શકત? "कोवान्यात्क प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्।" એ જ આધ્યાત્મિક આનંદ અહીં આપણા હૃદયમા વ્યાપી રહેલો છે ચૈતન્યની સપાટી ઉપર રહેલ સ્થૂલ મનની વેદના અને માયા-કોડના વેશમા તે છૂપાઇ રહ્યો છે એ સ્થૂળ, ઉપરછલ્લુ મન એ જ આનંદના નિર્બળ તથા ખામીભર્યા જુદા જુદા માનસિક આણુમય, તથા સ્થૂલ સ્વરૂપોને પકડવા પછાડા મારતુ હોય છે પરંતુ એક વાર માનવનુ મન એ આનંદનો સ્વીકાર કરવા પૂરતુ વિશુદ્ધ અને અણુતર થાય છે તથા જીવનના કેવલ બાહ્ય માત્રા સ્પર્શોની ગ્રામ્ય પ્રકૃતિથી મર્યાદિત થતુ નથી, ત્યારે એ આનંદનુ પ્રતિબિંબ તે પ્રાપ્ત કરી શકે છે અને આપણી પોતાની પ્રકૃતિમા જે તત્ત્વ સૌથી વધારે બળવાન હોય છે તેનો રંગ પૂરેપૂરી રીતે, અથવા તો મુખ્યત્વે કરીને, તે આનંદને લાગે છે શરૂઆતમા વિરાટ—સૌંદર્યની પિપાસારૂપે એ વૃત્તિ જાગ્રત થઇને માનવમા, પ્રકૃતિમા તથા આજુબાજુના સર્વે પદાર્થોમા—સર્વત્ર એ સૌંદર્યનુ દર્શન થાય છે અથવા તો કોઇ પરાત્પર, અનિર્વચનીય સૌંદર્યનુ સહજજ્ઞાન આપણને થાય અને સમસ્ત વિશ્વમા જે સૌંદર્ય છે તે

તેના જ સૂચકરૂપે દેખાય છે જેમનામા રસવૃત્તિ વિકાસ પામેલી અને આગ્રહી હોય, તથા જ્યારે પ્રકટ થાય ત્યારે કવિ અને કલા વિધાયકને જન્મ આપે એવી સ્વાભાવિક પ્રેરણાઓ જેમનામા આગળ પડતી હોય તેવી પ્રકૃતિના માનવોમા આનદ બ્રહ્મનો સાક્ષાત્કાર એ સૌંદર્યદર્શનનુ રૂપ લે છે અથવા તો, વિશ્વથી પર કે તેની પાછળ દિવ્યપ્રેમમય કોઈ તત્ત્વનુ, કે સહાય કરનાર, કરુણામય અનત કોઇ વિરાટ નત્યક્ષતાનુ ભાન સાધકને થાય છે અને જ્યારે માનવનો અતરાત્મા પોતાની જરૂરિયાત પૂરી કરવા તેના પ્રત્યે દૃષ્ટિ કરે છે ત્યારે તે સત્તા તેને પ્રત્યુત્તર પણ આપે છે જ્યારે ઊર્મિપ્રધાન પ્રકૃતિ વધારે વિકાસ પામેલી હોય છે ત્યારે એ વૃત્તિ ઉપર જણાવેલા રૂપમા દેખાય છે આ સિવાય બીજી અનેક રીતે એનો એ અનુભવ આપણને થઈ શકે તેમ હોય છે પરતુ હમેશા આનદની, પ્રેમની, સૌંદર્યની અથવા તો શાતિની શક્તિ યા તો, હાજરી રૂપે જ તે જણાય છે અને તે આપણી મનોમય ભૂમિકાનો સ્પર્શ કરે છે ખરી, પરતુ સામાન્ય રીતે મનોમય ભૂમિકા ઉપર જે રૂપો તેઓ ધારણ કરે છે તેનાથી તે પર હોય છે

## સર્વપ્રકારના આનદની ઉત્પત્તિ બ્રહ્મમાથી છે, આનદ બ્રહ્મના સાક્ષાત્કારના કરણો

કારણકે સર્વ આનંદ, સૌંદર્ય, પ્રેમ, શાતિ, હર્ષ, વગેરે આનંદ બ્રહ્મમાથી વહેતાં ઝરણા છે— પછી તે આનદ આત્માનો, બુદ્ધિનો, કલ્પનાનો, રસવૃત્તિનો, નીતિ યાને સદાચારની અભીપ્સાનો અને સતોષનો, કર્મનો, જીવનનો કે સ્થૂલ દેહનો, ગમે તે કરણનો હોય આપણા ચૈતન્યની કોઇ પણ પ્રવૃત્તિદ્વારા પ્રભુ આપણો સ્પર્શ કરી

શકે છે અને આપણા આત્માને જાગ્રત તથા મુક્ત કરવા માટે તેનો ઉપયોગ કરી શકે છે. પરંતુ આનંદ-બ્રહ્મનો પોતાનો વાસ્તવિક સાક્ષાત્કાર કરવા માટે મનોમય ભૂમિકાદ્વારા તેના સ્વીકારને વધારે સૂક્ષ્મ, અણુતર, વધારે આધ્યાત્મિક તથા વિશ્વમય બનાવવો જરૂરનો છે. તેની અંદર જે કોઈ તત્ત્વ ક્ષુબ્ધ અને અશુદ્ધિ જોડે મિશ્ર થઈ ગયલું હોય તેનાથી તેને મુક્ત કરવું જોઇએ. જ્યારે આપણે આનંદ-બ્રહ્મની ભૂમિકાની સમીપ જઇ પહોંચીએ છીએ, અથવા તો તેમાં પ્રવેશ કરીએ છીએ, ત્યારે જગતના વિરોધોની પાછળ, છતાં તેનાથી પર, અને પ્રત્યેક પદાર્થની અંદર આવી રહેલ વિરાટ તથા પરાત્પર આનંદની અનુભૂતિ કરી શકે તેવું સૂક્ષ્મ, આધ્યાત્મિક કરણ આપણામાં જાગ્રત થયેલ હોય છે તેની સહાય લેવી પડે છે. ક્રમેક્રમે વધતી જતી વિરાટ અને આધ્યાત્મિક અથવા તો પરાત્પર આનંદની નિરતિશયતાવડે એ ભૂમિકા જોડે આપણે અદ્વૈત સાધી શકીએ છીએ.

## આનંદ-બ્રહ્મના સાક્ષાત્કારની વિરલતા: તેને ધારણ કરવાની જરૂર તથા શરતો

સામાન્ય રીતે આનંદ-બ્રહ્મની એ અનંતતાને પોતાનામાં પ્રતિબિંબિત કરીને, અથવા તો પોતાની અંદર તથા બહાર, તેની અસ્પષ્ટ અનુભૂતિ પ્રાપ્ત કરીને માનવમન સંતોષ માને છે. અને એ સાક્ષાત્કાર, ગમે તેટલો પુનરાગત થાય તો પણ, વિરલ જ રહે છે. જ્યારે એ અનુભૂતિ આપણને થાય છે ત્યારે તે એટલી તો આશ્ચર્યકારક અને એટલી તો સંતોષ આપનારી હોય છે, અને આપણી સામાન્ય મનોવસ્થા તથા સક્રિય જીવન તેનાથી એટલાં તો દૂર અને જુદાં લાગે છે કે વધારેની આશા રાખવી પણ

આપણને વધારે પડતી લાગે છે. પરંતુ યોગનું તો કામ જ એ છે કે અસાધારણ અને અપવાદાત્મકને સાધારણ અને સામાન્ય કરી મૂકવું, તથા આપણાથી ઊર્ધ્વ ભૂમિકાઓમાં, આપણાથી મહાન જે ચૈતન્ય છે તેને પ્રાપ્ત કરી તેને સતત જાગ્રત ચૈતન્યરૂપ બનાવી મૂકવું. એટલે અનંતનો જે કોઈ પ્રકારનો સાક્ષાત્કાર આપણને થાય તેના પ્રત્યે વધારે સ્થિરતાથી અને દૃઢપણે આપણા અંતરને ખુલ્લું કરતાં આપણે અટકવું જોઈએ નહિ. તે અનુભવને વધારે ને વધારે વિશુદ્ધ તથા તીવ્ર અને સમર્થ બનાવી આપણા વિચાર, મનન તથા સતત ધ્યાનનો વિષય બનાવી મૂકવો જોઈએ. અંતે આપણી અંદર કાર્યોનો આરંભ કરનાર ઉત્પાદક શક્તિ તરીકે, આપણી ભક્તિના વિષય તરીકે, આપણા પ્રેમના પાત્ર તરીકે, તે સત્તા કાર્ય કરતી થઈ જવી જોઈએ. ટૂંકામાં આપણું સમગ્ર ચૈતન્ય,— સઘળું માનસ,— તેની જોડે સંવાદી બનાવીને તે ઊર્ધ્વ ચૈતન્ય જ આપણા અંતરાત્માને સ્થાને બિરાજે એવી અવસ્થા આપણે મેળવવી જોઈએ.

## એ આનંદને વિશુદ્ધ કરવાની જરૂર અને રીત

આનંદ-પ્રધાન એ સાક્ષાત્કારમાં કોઈ પણ પ્રકારનાં માનસિક તત્ત્વોની મેળવણી થઇ ગઇ હોય તો તેનાથી તેને વિશુદ્ધ કરવો જોઈએ; નહિ તો, એ અનુભૂતિ અદૃશ્ય થઈ જાય છે, અને આપણે તેને ધારણ કરી શકતા નથી. આ શુદ્ધિનો એક ભાગ એ પણ છે કે મનની કોઇ પણ પ્રકારની ઉત્તેજક અવસ્થા ઉપર અથવા તો બીજા કોઇ પણ કારણ ઉપર તેનો આધાર રહેવો જોઈએ નહિ. તેનો આધાર તેના પોતાના જ ઉપર હોવો ઘટે અને તે દશા સ્વયંભૂ જ થઇ રહેવી જોઈએ. બીજા સર્વ પ્રકારના આનંદનો

આધાર એ સાક્ષાત્કારના ઉપર હશે અને તે આનંદની પ્રાપ્તિનો આધાર કોઇ પણ વિરાટ કે બીજી કોઇ મૂર્તિના કે સ્વરૂપના ઉપર, અથવા તો પ્રથમ અનુભૂતિ જેને લીધે થઇ હોય એવા કોઇ પ્રતીક કે સૂચકના ઉપર નહિ રહે એ અનુભૂતિને પણ આપણે સતત વધારે તીવ્ર અને વેગવાન અને એકાગ્ર બનાવવી જોઇએ; એમ જો નહિ કરીએ તો, આપણા મનરૂપી અપૂર્ણ દર્પણમાં તેને માત્ર પ્રતિબિંબિત કરી શકીશું, પરંતુ મનથી પેલે પાર અનિર્વચનીય આનંદમા આપણને ઉપાડીને લઈ જાય એવુ રૂપાતર કે ઉન્નત બિંદુ આપણે પ્રાપ્ત નહિ કરી શકીએ જ્યારે એ અનુભૂતિ આપણા સતત ચિંતનનો તથા ધ્યાનનો વિષય બની રહે છે ત્યારે મનની અદર રહેલ સર્વ તત્ત્વોને તે પોતાના સ્વરૂપમા રૂપાતર પમાડે છે અને વિરાટ આનંદ-બ્રહ્મ (વિશ્વમા વ્યાપી રહેલ આનદ-બ્રહ્મ) તરીકે તે આપણને દર્શન દે છે, તથા જીવન સમગ્રને તે પોતાના જ સ્રોતરૂપ બનાવી મૂકે છે. આપણા આતર તથા બાહ્ય કર્મો કરવા માટેની પ્રેરણા તેના તરફથી આપણને મળે એવું વલણ જો આપણે અખત્યાર કરીએ તો એ આનંદ આપણી અદર થઈને જ્યોતિરૂપે, પ્રેમરૂપે, તથા શક્તિરૂપે જીવન ઉપર તથા જે કાઈ જીવે છે તે(પ્રાણીમાત્ર)ના ઉપર, આપણી અદર થઇને વર્તતા, પ્રભુના આનંદરૂપે અનુભવાય છે અતરાત્મા પ્રેમ-પૂર્વક તથા ભક્તિપૂર્વક તેની શોધ કરે છે ત્યારે તે પરમાત્મારૂપે પ્રકટ થાય છે આપણને ભગવાનના મુખકમળના દર્શન થાય છે; અને આપણા પ્રિયતમના મિલનનો પરમ આનદ પ્રાપ્ત થાય છે. આપણુ સમગ્ર ચૈતન્ય તેના પ્રત્યે વળે છે ત્યારે પ્રભુના સાદૃશ્યની આનંદદાયક પૂર્ણતામા આપણો વિકાસ થાય છે, અર્થાત્, પ્રભુની દિવ્યપ્રકૃતિની માનવમા રજૂ થતી પ્રતિકૃતિ આપણામા પ્રકટ થાય

છે અને ત્યારે એ પ્રતિકૃતિ અન્યેકરીતે આપણા પ્રાણનો પણ પ્રાણ થઈ રહે છે ત્યારે આપણા જીવનની સાર્થકતા થાય છે અને આપણા અંતરની અંદર વિશાળ ઐશ્વર્યની સમૃદ્ધિ આપણને દેખાય છે

## બ્રહ્મના સાક્ષાત્કારના ત્રણ પ્રકારો: ૧ અંતરમાં, ૨. ઊંચેની ભૂમિકામાં, ૩ વિશ્વમાં, આજુબાજુ, વ્યક્તિમાં બે કેન્દ્રો: ૧ હૃદયમા, ૨ સહસ્રદલ, મસ્તક ઉપર

ત્રણ પ્રકારે આપણને બ્રહ્મનો આવિર્ભાવ થતો જણાય છે. ૧ આપણા પોતાના અંત કરણમા – હૃદયમા, ૨ ચૈતન્યની આપણી મનોમય ભૂમિકાથી પર, ઊંચે અને ૩ વિરાટમા – વિશ્વમા – પ્રકટેલ વ્યાપક તત્ત્વ તરીકે, આજુબાજુ આપણી પોતાની અંદર રહેલ પુરુષના બે કેન્દ્રો ગણાય છે ૧. એક તો આપણો અંતરાત્મા અને એનો આશ્રય લઈને બ્રહ્મ આપણો સ્પર્શ કરીને આપણને જાગ્રત કરે છે હૃદયરૂપી કમળમા એ પુરુષ બિરાજે છે અને આપણી સર્વે શક્તિઓને ઊર્ધ્વ ભૂમિકા પ્રત્યે તે ખુલ્લી કરે છે બીજુ કેન્દ્ર મસ્તકની ઉપર સહસ્રદલમા રહેલુ છ, તેની મારફત દિવ્યજ્ઞાનદૃષ્ટિની વિદ્યુત તથા દિવ્યશક્તિનો અગ્નિ આપણા વિચાર તથા તપ શક્તિ વાટે ઊતરે છે તથા આપણુ તૃતીય લોચન ખોલે છે આનંદ બ્રહ્મનો સાક્ષાત્કાર એ બેમાથી કોઈ પણ એક કેન્દ્રદ્વારા આપણને પ્રાપ્ત થઈ શકે છે જ્યારે હૃદયકમળ ખુલ્લુ થાય છે ત્યારે આપણા અંતરમા આનંદ, પ્રેમ તથા શાંતિ દિવ્યજ્યોતિ ર્મય પુષ્પની પેઠે વિકાસ પામીને સર્વત્ર પ્રસન્નતા અનુભવાય છે ત્યાર પછી એ શક્તિઓ આપણા હૃદયમા ગુપ્તપણે આવી રહેલ તેમના પોતાના મૂળ સ્વરૂપ, પરમાત્મા જોડે એકતા કરી શકે છે અને હૃદયમંદિરની અંદર તેની પૂજા કરી શકે છે અને ત્યાંથી

પણ ઊર્ધ્વગતિ કરીને પરાત્પર પ્રત્યે તેઓ ઉડ્ડયન કરે છે. આપણી આજુબાજુ,— ચારે તરફ એ શક્તિઓ વિચાર, ભાવ તથા ક્રિયા-રૂપ વહન કરે છે. પરંતુ જ્યાં સુધી આપણા સામાન્ય માનવતા-વાળા મર્ત્ય સ્વરૂપમાં આ દિવ્યશક્તિઓના કાર્યનો અંતરાય કર-વાની વૃત્તિ હોય છે, અથવા તો જ્યાં સુધી તેને બરાબર પ્રત્યુત્તર આપવા માટે આપણી પ્રકૃતિ રેનાયલી નથી હોતી, અથવા તો એ દિવ્યશક્તિ પોતાનો કાબૂ લઇ પોતાને કરણ તરીકે વાપરે એવું વલણ આપણી નિમ્ન પ્રકૃતિમાં સ્થાપન થયું નથી હોતું, ત્યાં સુધી આ સાક્ષાત્કાર તૂટક તૂટક થયા કરશે અને આપણે વારવાર આપણી સામાન્ય ચિત્તાવસ્થામાં જઇ પડીશું. પરંતુ અભ્યાસના બળવડે, અથવા પ્રભુપ્રાપ્તિની ઇચ્છાના કે ભક્તિના બળવડે ધીમેધીમે હૃદયનું નવું સ્વરૂપ જ તૈયાર થશે અને અંતે એ અસામાન્ય સાક્ષાત્કાર ચૈતન્યની સાહજિક અવસ્થા થઇ રહેશે.

## મસ્તક ઉપરના સહસ્રદલ પદ્મનું ખુલ્લા થવું: તેનાં પરિણામો, એમ થયા પછી પણ ભરતી ઓટ; નિષ્ક્રિય સમર્પણની સફલતા ક્યારે થાય?

જ્યારે મસ્તક ઉપર રહેલું પદ્મ ખૂલે છે ત્યારે આખી મનોમય ભૂમિકા દિવ્યજ્યોતિ, આનંદ અને શક્તિમય થઇ રહે છે. અને એ ત્રણેની પાછળ આપણા અંતરાત્માનો સ્વામી આપણા ચૈત્ય-સ્વરૂપને પોતાની જોડે લઇને અથવા તો પોતાનાં દિવ્યકિરણોમાં તેને સમાની તથા લીન કરીને આપણા હૃદયમાં આવી રહેલા તેના સિંહાસનના ઉપર બિરાજમાન થએલો અનુભવાય છે. ત્યાર પછી સર્વે વિચારો તથા તપઃશક્તિ જ્યોતિર્મય થઇ ઊઠે છે, શક્તિ-સ્વરૂપ દેખાય છે અને આનંદની નિરતિશયતા રૂપે અનુભવાય છે.

જ્યારે આ આનંદ પરાત્પર જોડે સબંધમાં આવે છે ત્યારે આપણાં મર્ત્ય દેહનાં કરણો ઉપર તે રેલાય છે, અને ત્યાર પછી તે કરણો વાટે બાહ્ય જગત ઉપર વહે છે આત્માની આ દિવ્ય ઉષામાં પણ, વૈદિક ઋષિઓ જાણતા હતા તેવા દિન તથા રાત્રિના, તેજ અને તિમિરના, પલટાઓ — દિવ્ય જ્યોતિર્મય ઊર્ધ્વ ભૂમિકામાંથી દીર્ઘદેશવટાઓ હોય છે પરંતુ એ નૂતન ચૈતન્યને ધારણ કરવાની આપણી શક્તિ જેમજેમ વધારે ખીલે છે, તેમતેમ જે જ્ઞાનસૂર્યમાંથી એ કિરણો પ્રસરતાં હોય છે તેની સામે આપણે લાંબા સમય સુધી દૃષ્ટિ માંડી શકીએ છીએ, અને આપણા અંતરાત્મામાં આપણે તે સૂર્યના જ્યોતિર્મય દેહ સાથે આપણું સંપૂર્ણ અદ્વૈત કરી શકીએ છીએ આ પ્રમાણે જે ભગવાનના દર્શનનો આપણને લાભ મળે છે તેને પ્રાપ્ત કરવાની ઝંખનાનું જેટલું સામર્થ્ય તથા જેટલો વેગ,— તેના ઉપર, કેટલીક વખત, રૂપાંતરના વેગનો આધાર રહે છે પરંતુ અન્ય સમયે એ રૂપાંતરનું કાર્ય સર્વજ્ઞતાથી પ્રેરિત, અને શરૂઆતમાં ગહન, એવી પોતાની રીતે પ્રભુ કરતો હોય છે તેના છંદને નિષ્ક્રિય આત્મસમર્પણ કરવાથી પણ થાય છે પરંતુ એ જાતનું નિષ્ક્રિય આત્મસમર્પણ રૂપાંતરના પાયારૂપ ત્યારે જ થઈ શકે જ્યારે આપણો પ્રભુ ઉપરનો પ્રેમ અને વિશ્વાસ પૂરેપૂરા સક્રિય થએલા હોય, અને જ્યારે આપણો સઘળો આધાર સંપૂર્ણ પ્રેમસ્વરૂપ તથા જ્ઞાનસ્વરૂપ એવી કોઈ સત્તાના હાથમાં પડેલો અનુભવીએ

**સર્વત્ર આનંદમય સ્વરૂપનું દર્શન, સ્થૂલનું રૂપાંતર, દૃષ્ટિનું રૂપાંતર**

આપણી ચારે તરફ આવેલા જગત પ્રત્યે જ્યારે આધ્યાત્મિક અભીપ્સાપૂર્વક અથવા તો સર્વ પદાર્થોમાં પ્રભુને પ્રાપ્ત કરતા

માગતા આનંદની દૃષ્ટિવડે જોઇએ છીએ ત્યારે પ્રભુ આપણને જગતમા પોતાનાં દર્શન કરાવે છે ઘણીખરી વાર ઓચિંતો જ આપણી દૃષ્ટિ આગળનો પડદો ખસી જાય છે. અને તેમ થતાં જગતના વિધવિધ પદાર્થોને ઢાંકનારો રૂપનો પડદો જ પ્રભુને પ્રકટ કરનાર સાધનરૂપ નીવડે છે. વિશ્વવ્યાપી કોઇ આધ્યાત્મિક સત્તાની હાજરી, વિરાટ-શાંતિ, વિરાટ આનંદનો આવિર્ભાવ જગતમાં થતો જણાય છે, તે જગતની અંદર વિલસે છે, સર્વને ઓરે છે, સર્વમા થઇને વહે છે. આપણા પ્રેમને લીધે આપણે તેનામા આનંદ લઈએ છીએ તેથી, અને તેનુ સતત ચિંતન કરીએ છીએ તેટલા માટે, એની હાજરી વારંવાર આપણી સમીપ આવે છે તથા વૃદ્ધિ પામે છે ખરુ જોતા, આપણે સર્વત્ર તેને જ નિહાળીએ છીએ અને અન્ય સર્વ તેના "વાસ" રહેઠાણ તરીકે, તેના જ રૂપ તરીકે અથવા તો પ્રતીક તરીકે જ દેખાય છે. જે સૌથી વધારે સ્થૂલ અને જડ ગણાય એવી વસ્તુઓ, ઉદાહરણ તરીકે — દેહ, રૂપ, ધ્વનિ તથા ઇન્દ્રિયગોચર હોય છે તે સઘળુ, પ્રભુની પ્રત્યક્ષ હાજરીરૂપ જણાય છે એ વસ્તુ કેવળ સ્થૂલ મટી જઇને આત્માના તત્ત્વમા ફેરવાઈ જાય છે આ રૂપાંતર એટલે આપણા આંતર ચૈતન્યનુ રૂપાંતર. આપણી ચારે બાજુ જે દિવ્ય પ્રત્યક્ષ વાસ્ત-વિકતા આવી રહેલી હોય છે તે આપણને પોતાનામા લઈ લે છે, અને આપણે તેના અંશ થઇ રહીએ છીએ. આપણા પોતાના મન, પ્રાણ અને શરીર પણ પ્રભુના જ નિકેતન છે, તેના જ મંદિર છે એમ આપણને પોતાને લાગે છે. આપણો સમગ્ર આધાર એટલે ભગવાનને કાર્ય કરવાનુ એક ચોકઠુ અને ઘાટ હોઇ તેનો આવિર્ભાવ કરવાનુ એક કરણ છે એમ આપણે અનુભવીએ છીએ. સર્વે પદાર્થો તેના આનંદના આત્મારૂપ તથા આનંદના જ દેહરૂપ બની રહે છે.

## આજુબાજુ નહિ પરંતુ ઊર્ધ્વ ભૂમિકા ઉપર આનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર, મર્ત્ય અને અમરનો સબધ: મર્ત્યતામાંથી મુક્તિ

આપણી પોતાની ચારે બાજુએ, આપણી સ્થૂલ પાર્થિવ ભૂમિકા ઉપર, પ્રભુના દર્શન ઉપર કહ્યા પ્રમાણે થાય છે પરંતુ પ્રભુનો સાક્ષાત્કાર ઉપરની ભૂમિકા ઉપર પણ થઇ શકે એવી અનુભૂતિમાં સાધક પ્રભુને ઊર્ધ્વભૂમિકામા રહેલ કોઈ સત્તા તરીકે જુવે છે અથવા તો અનુભવે છે તે અનત આનદરૂપ હોઈ આપણાથી ઊર્ધ્વ છે, અથવા તો તે આનદની અદર આપણા સ્વર્ગીય પિતા તરીકે રહેલો છે એ પ્રમાણે પ્રભુનુ દશન થાય છે અને આપણી અદર અથવા તો આપણી આજુબાજુ આપણે તેને જોઈ કે જાણી શક્તા નથી જ્યા સુધી પ્રભુનુ આવુ દર્શન ટકે છે ત્યા સુધી આપણામા રહેલ મર્ત્યસ્વભાવ તેના અમૃતત્વથી દબાઇ જાય છે, આપણી મર્ત્ય પ્રકૃતિને તે દિવ્ય સત્તાની જ્યોતિ, શક્તિ તથા આનદનો અનુભવ થાય છે, તથા યથાશક્તિ તેના પ્રત્યે પ્રતિકાર્ય પણ કરે છે, અથવા તો તે પોતાની અદર કોઈ ઉચ્ચ આત્માનુ અવતરણ થતુ અનુભવે છે, અને તેટલા સમય માટે, તે પોતે રૂપાતર પામી જાય છે, અથવા તો ઊર્ધ્વ ભૂમિકાની જ્યોતિ તથા શક્તિના પ્રતિબિંબમા એ પોતે પણ કોઈ ઉચ્ચ પ્રદેશમા વિચરી શકે છે આ પ્રમાણે આપણી મર્ત્ય પ્રકૃતિ આનદનું પાત્ર – ભાજન થઈ રહે છે પરંતુ અન્ય સમયે તે પોતાના મૂળ મર્ત્ય ભાવમાં જઇ પડે છે, અને પોતાના પાર્થિવ સસ્કારો અને અભ્યાસોની ઘરેડમાં પડીને નીરસપણે કાર્યો કરે છે, અથવા જીવન ગાળે છે આમાથી સપૂર્ણ છૂટકારો તો માનવના મન, પ્રાણ તથા

શરીરમાં દિવ્યશક્તિનું અવતરણ થાય અને પરિણામે દિવ્યજીવનમાં તેમની પુનર્ઘટના કરવામા આવે ત્યારે જ થઈ શકે. વેદકાળના ઋષિઓ આને "યજ્ઞને પરિણામે થતો સૂર્યનો જન્મ" કહેતા. અને હકીકતમાં, સતત યજ્ઞ કરવાથી જ, એટલેકે, ભક્તિનો અને અભીપ્સાનો, કર્મોનો તથા ચિંતનશક્તિનો અને જ્ઞાનનો, પ્રભુ પ્રત્યે ઊર્ધ્વગતિ કરી રહેલ તપ શક્તિની જ્વલંત શિખાનો સતત યજ્ઞ કરીનેજ, તેમની સતત આહુતિ આપીને આપણે આ અનંતના સ્વરૂપમા આપણી પોતાની દિવ્ય મૂર્તિનું વિધાન કરી શકીએ છીએ.

## આનંદબ્રહ્મમાં વિરાટની પ્રાપ્તિ; આનંદમાં નિર્ગુણ તથા સગુણ બન્નેનો સાક્ષાત્કાર

આપણી ઉપર, અંદર તથા આજુબાજુ, આનંદ-બ્રહ્મનાં જે ત્રણ આવિર્ભાવો થાય છે, તેમાં રહેલ આનંદ-બ્રહ્મ ચૈતન્યને જ્યારે આપણે દૃઢપણે ધારણ કરીએ છીએ ત્યારે આપણને તેની સંપૂર્ણ એકતાનો અનુભવ થાય છે અને તે ચૈતન્યનાં આનંદ, શાંતિ અને પ્રેમભર્યા હૃદયમાં આપણે સત્-માત્રને આલિંગન કરીએ છીએ, ત્યાર પછી સર્વે સૃષ્ટિઓ એ બ્રહ્માનંદના દેહરૂપ દેખાય છે. પરંતુ એ આનંદ કેવળ અવ્યક્તિત્વવાળી, ભિન્નઅગત, સત્તા માત્ર કે કેવળ વિશાળતા કે સર્વવ્યાપી સત્તારૂપે જ આપણે અનુભવીશું તો આ આનંદ-બ્રહ્મના સૌથી ઐશ્વર્યશાળી જ્ઞાનથી આપણે વિમુખ રહીશું. આપણી ભક્તિ પૂરતી નિકટ અને ગાઢ હોય તો આનંદ-બ્રહ્મના વિશાળ આનંદ મહાસાગરમાંથી તેનું મુખ અને દેહ પણ આપણને દેખાવો જોઈએ અને આપણા જીવનસખાનો તથા પ્રણયીનો હસ્ત આપણને પ્રત્યક્ષ થવો જોઈએ એમ થાય તો જ આનંદ-બ્રહ્મની અનુભૂતિનો સૌથી વધારે સમૃદ્ધ

સાક્ષાત્કાર આપણને પ્રાપ્ત થાય. બ્રહ્મની આનંદપૂર્ણ વ્યાપક્તા એ જ તેની અવ્યક્તિ અને નિર્ગુણ સ્વરૂપ; પરંતુ એમાંથી જ ભગવાનના સગુણ વ્યક્તિત્વની નિકટતાને પરિણામે જામેલો સંયમ તથા તેની મધુરતા બંને આપણા તરફ પોતાની દૃષ્ટિ માંડી શકે છે. આપણા પોતાના સ્વરૂપની તથા આપણા પ્રભુની પ્રત્યક્ષ હાજરી એનું જ નામ આનંદ; અને તેનું જીવનમાં બહાર વહેવું એટલે જ લીલામાં રહેલો તેનો વિશુદ્ધ આનંદ.

*

## પ્રકરણ ૮મું

# પ્રેમની અકળલીલા

### નિર્ગુણની ભક્તિમાં પણ પ્રેમને સ્થાન છે, પ્રેમના અનુભવમાં આનંદ

આપણા જમાનાને ધોરણે નિર્ગુણ પ્રભુની ભક્તિને સાચો ભક્તિયોગ નહિ કહી શકાય, કારણકે યોગના જે માર્ગો પ્રચલિત છે તે સર્વેમા એમ માની લેવામા આવેલુ હોય છે કે કેવલાદ્વૈત પ્રાપ્ત કરવા માટે જ નિર્ગુણની પ્રાપ્તિ કરવી આવશ્યક છે. એવા અદ્વૈતમા આપણા તથા પ્રભુના એમ બન્નેના વ્યક્તિત્વનો લય થઈ જાય છે, અને ત્યાર પછી ભક્ત કે ભગવાન કશુ તેમા અ-શેષ રહેતુ નથી — કેવળ રહે છે અદ્વૈતની અનુભૂતિનો આનદ અને અનતતા પરતુ વસ્તુત આધ્યાત્મિક ચૈતન્યના ચમત્કારો કોઇ એવી કડક અક્કડ તર્કબાજીને વશ નથી હોતા જ્યારે આપણને અનતની હાજરીનો સૌથી પ્રથમ સાક્ષાત્કાર થાય છે, અને આપણા પરિમિત વ્યક્તિત્વને તેનો સ્પર્શ થાય છે ત્યારે આપણુ વ્યક્તિત્વ તે સ્પર્શનો તથા સાદનો પ્રત્યુત્તર એક પ્રકારની ભક્તિવડે આપી શકે છે વળી બીજો મુદ્દો એ પણ છે કે આપણને એ અનત, આનદ બ્રહ્મ અદ્વૈત તથા આનદની આધ્યાત્મિક ભૂમિકા તરીકે ન દેખાય, અથવા આપણે તેને સત્ માત્રના બીજા તરીકે કે પછી વાહન તરીકે ગણીએ, પરતુ આપણા ચૈતન્ય પૂરતો તેને અનિ-ર્વચનીય પ્રત્યક્ષ વ્યક્તિ તરીકે ગણીએ, તો પણ ભક્તિ તથા પ્રેમને સ્થાન આપવુ પ્રાપ્ત થાય છે અને જ્યારે આપણુ પોતાનુ વ્યક્તિત્વ

ભગવાન સાથે અદ્વૈત પામીને તેનામા લય થઇ જાય છે ત્યારે પણ ખરુ જોતા આપણી અદર રહેલ પ્રભુનું વ્યક્તિસ્વરૂપ પ્રભુના વિરાટ અથવા તો પરાત્પર પુરુષોત્તમ સ્વરૂપમાં લય પામતુ હોય છે પ્રેમના એ અદ્વૈતમા પ્રેમ, પ્રણયી અને પ્રણયપાત્ર – ત્રણે – નિરતિશય આનદની અનુભૂતિમા લય પામી જાય છે અને છતા, અપ્રકટપણે એ અદ્વૈતમા પણ તે હાજર હોય છે તથા અચેતનાની પેઠે ત્યા પણ અપરિસ્ફુટપણે કાયમ રહે છે પ્રેમવડે થતુ આત્માનુ અદ્વૈત એ પ્રકારનું જ હોઇ શકે એક અર્થમાં, આપણે એમ પણ કહી શકીએ કે વ્યક્તિની અદર રહેલ જીવાત્મા તથા પુરુષોત્તમ સ્વરૂપ ભગવાન એ બેની વચ્ચે વિવિધતાભર્યાં આધ્યાત્મિક સંબધના પ્રકારોની અનુભૂતિઓના કળશ તરીકે આ પ્રેમભર્યાં અદ્વૈતનો આનદ પ્રાપ્ત કરવા માટે જ એક, અખડ, સચ્ચિદાનદ વિશ્વમા અનેકરૂપ – બહુરૂપ થયો છે

## પ્રભુનું દિવ્ય વ્યક્તિત્વ જીવન માત્રનો અતિમ પ્રાપ્તવ્ય : પ્રભુ અને તેની સાથે પ્રેમનો સબધ

અને છતા વધારે વિવિધતાભર્યો અને સૌથી વધારે નિકટનો જણાય એવો દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર અવ્યક્ત, નિર્ગુણ અનતનુ અનુસરણ કરવાથી પ્રાપ્ત થઇ શકતો નથી, તેમ થવા માટે આપણો સેવ્ય અને ભાનભાજન ભગવાન વધારે સમીપ અને વ્યક્તિત્વયુક્ત થવો જોઇએ જ્યારે નિર્ગુણના હૃદયમાં આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે સગુણમા રહેલ સર્વ ઐશ્વર્ય તેની પોતાની અદર પણ રહેતુ છે તે તે આપણને બતાવી શકે છે, અને કેવળ અનંત સ્વરૂપની પ્રત્યક્ષતામા પ્રવેશ કરી તેમા લય પામવાની કે તેને ભેટવાની અભીપ્સાથી પ્રેરાઈ સાધના કરનારને તેણે સ્વપ્ને પણ

ન કલ્પી હોય એવી વસ્તુઓનો નિર્ગુણમાં સાક્ષાત્કાર થાય એ શક્ય છે. મર્યાદાઓ બાંધનારી અને વ્યાખ્યાઓ કરવાની વૃત્તિવાળી આપણી બુદ્ધિ જેનો પાર ન પામી શકે એવા આશ્ચર્યકારક ચમત્કારો પ્રભુના સ્વરૂપમાં રહેલા છે, પરંતુ સાધારણ રીતે ભક્તિનો યોગ સામે છેડેથી જ શરૂઆત કરે છે. પ્રભુના દિવ્ય વ્યક્તિત્વથી તેનો આરંભ થાય છે તથા તેનો આશ્રય લઇને તે ઊંચે ચડે છે તથા વિશાળ બને છે. પ્રભુ એક સત્ છે,— પિંડીભૂત સત્ છે,— સૂક્ષ્મ, વિચારમય સત્તા કેવળ, યા તો ત્રિકાલાબાધિત, વિશુદ્ધ અનંતની ભૂમિકા કે ધામ માત્ર નથી. આદ્ય અને વિરાટ — સત્ સ્વરૂપ પણ તે **ભગવાન** છે, પરંતુ ભગવાનનું એ સત્-સ્વરૂપ ચિત્ તથા આનંદથી અવિભાજ્ય છે અને એ પ્રમાણે પોતાના સ્વરૂપની જેને સંજ્ઞા છે, ચેતનતા છે, તથા નિજાનંદનું જેને ભાન છે તેને આપણે અનંત દિવ્ય પુરુષ અથવા પુરુષોત્તમ કહીએ છીએ. વળી ચૈતન્ય એટલે શક્તિ. એટલે જ્યાં આગળ ચૈતન્યની અનંતતા હોય ત્યાં આગળ શક્તિની — સામર્થ્યની પણ અનંતતા હોય જ; અને તે શક્તિવડે જ વિશ્વ સમગ્ર ટકી રહ્યું છે. સત્ માત્ર તે દિવ્ય અનંત પુરુષના સત્વડે જીવે છે; સકલ પદાર્થોમાં પ્રભુ જ મૂર્તિમંત થઇ રહ્યો છે. સકલ વિચાર, કર્મ, લાગણી અને પ્રેમ સર્વે તે પ્રભુમાંથી જ જન્મે છે અને તેના પ્રત્યે જ પાછાં વળે છે, અને તેમનાં સઘળાં પરિણામોનું મૂળ તથા તેમનો આધાર અને તેમનો શુભ હેતુ, યાને પ્રાપ્તવ્ય, પણ ભગવાન છે. આવી દિવ્ય પ્રકૃતિના સ્વામી પરમાત્મા પ્રત્યે પૂર્ણયોગનો સાધક પોતાનો ભક્તિરસ વહેવડાવશે; અને તેના પ્રત્યે પોતાના ચૈતન્યની ઊર્ધ્વગતિ કરશે. પરાત્પર તરીકે તેને પ્રાપ્ત કરવા માટે નિરપેક્ષ અદ્વૈતના નિરતિશયાનંદમાં તે ભગવાનને શોધશે; વિરાટ તરીકે

અનંત ગુણરૂપે અને પ્રત્યેક બાહ્ય દૃશ્યમાં અને સર્વે પ્રાણીઓમાં વિશ્વપ્રેમવડે અને વિરાટઆનંદપૂર્વક તેને જોશે, વ્યક્તિ તરીકે પ્રભુ જોડે, બે વ્યક્તિઓ વચ્ચે પ્રેમવડે જે શક્ય હોય એવા સર્વે માનુષી સબંધો સાધક સ્વીકારશે

## ભક્તિની શરૂઆત અસ્પષ્ટ અને અપૂર્ણ ખ્યાલથી, ઇષ્ટ દેવતાનો ખ્યાલ, વ્યક્તિના તત્ત્વનો તેને લીધે ઉમેરો

હૃદય જેની ઝંખના કરે છે તે પ્રભુની સમગ્રતાનો યથાર્થ ખ્યાલ છેક શરૂઆતથી સાધકને ન આવે એ બનવાજોગ છે અને વસ્તુત આપણા ભૂતકાળના જીવનને પરિણામે આપણી બુદ્ધિ, સ્વભાવ અને ભાવપ્રધાન ચિત્તને જો વિશાળતા અને અણુતા પ્રાપ્ત થઈ હોય તો જ એ પ્રમાણે બનવુ શક્ય છે સામાન્ય જીવનના અનુભવો ભોગવીને પણ તેમનાદ્વારા બુદ્ધિ, રસવૃત્તિ તથા ભાવ અને ઊર્મિ તથા તપ શક્તિને અને બીજા સક્રિય કરણોને પણ એ સસ્કારિતા, એ વિશાળતા અને અણુતા પ્રાપ્ત કરાવવી એ જ હેતુ હોય છે સામાન્ય માનવના કરણોને તેના જીવનના અનુભવો વિશાળ બનાવે છે, તેમને વધારે સૂક્ષ્મગ્રાહી બનાવે છે એમ થવાથી જે પરમ સત્ય તેને પોતાનો આવિર્ભાવ કરવાને પોતાના મંદિર તરીકે તૈયાર કરી રહેલ હોય છે તેના પ્રત્યે માનવ વધારે સહેલાઇથી ખુલ્લો થઈ શકે છે સામાન્ય રીતે પોતાના અંતઃકરણની એ પ્રવૃત્તિઓમાં માનવ ઘણો પરિમિત હોય છે, અને એની પોતાની પ્રકૃતિ તેના પૂર્વવિકાસ તથા પૂર્વસબંધો જોડે ઘણે અંશે બધબેસતુ આવે એટલું જ દિવ્ય સત્ય તે સમજી શકે છે એટલા માટે તેની પોતાની દિવ્ય પ્રકૃતિના અને ગુણોના વિધવિધ પરિમિત સ્વરૂપે પ્રભુ આપણને મળે છે શરૂઆતના

જિજ્ઞાસુને તેની બુદ્ધિ સમજી શકે તથા તેની તપઃશક્તિ અને હૃદય જેનો ઉત્સાહપૂર્ણ પ્રત્યુત્તર આપી શકે તેમ હોય છે એવા કોઈ સત્યના નિરપેક્ષ ધામરૂપે પ્રભુ તેને દેખાય છે. કોઈ વિશિષ્ટ નામ અને દિવ્યતાની એકાદ બાજુ પ્રભુ તેને પ્રથમ બતાવે છે. યોગમાં એને "ઈષ્ટદેવતા" કહેવામાં આવે છે. આપણી પ્રકૃતિએ ભક્તિ કરવાને સારૂ પસંદ કરેલ પ્રભુનું નામ અને રૂપ તે ઇષ્ટદેવતા. પોતાના દરેક કરણવડે માનવ તેને ચાહે તથા તેને આલિંગન કરે, તેટલા માટે તેના ગુણોને બરાબર પ્રતિબિંબિત કરે એવું રૂપ પ્રભુ ધારણ કરે છે; ભક્તને તો ઇષ્ટદેવતાના એ સ્વરૂપમાં પ્રભુનો પોતાનો સ્થૂળદેહ જ દેખાય છે. વિષ્ણુ, શિવ, શ્રીકૃષ્ણ, કાલી, દુર્ગા, ક્રાઈસ્ટ, બુદ્ધ વગેરે એનાં સ્વરૂપો છે, અને માનવહૃદય ભક્તિ કરવા માટે તેમનો આશ્રય લે છે. અરૂપ પ્રભુને પૂજનાર, કેવળ એકેશ્વરવાદી પણ તેનામાં કોઈ ગુણનુ આરોપણ કરે છે, અથવા તો કોઈ પ્રકારનું મનોમય રૂપ કે પ્રકૃતિનું રૂપ તેને અર્પણ કરે છે, અને તેનાદ્વારા પોતે તેનો ખ્યાલ કરી શકે છે તથા તેની સમીપ જઈ શકે છે. પરંતુ એક જીવંત રૂપનું દર્શન કરવાથી, મનોમય શરીરને જોવાથી પણ પ્રભુ પ્રત્યેની યાત્રામાં એક પ્રકારની ગાઢ સમીપતા તથા મધુરતા ઉમેરાય છે.

## ઇષ્ટદેવતાના ખ્યાલને વિશાળ કરવાની જરૂર. સર્વ દેવોમાં તથા સત્ માત્રમાં પ્રભુનું દર્શન

પૂર્ણયોગની દૃષ્ટિએ જે ભક્તિયોગની સાધના કરવામાં આવશે તેમાં ઈષ્ટદેવતાના ઉપર જણાવેલા વિચારને વધારે વિશાળ અને વિરાટ કરવામાં આવશે, જુદાજુદા અને સર્વસહિષ્ણુ સંબંધોવડે તેને ગાઢ પરિચિત વ્યક્તિત્વ અર્પણ કરવામાં આવશે, આધારવડે

ભક્ત તેની ભક્તિ કરશે, તથા તેને સમર્પણ કરશે. એ પ્રમાણે કરવાથી પ્રભુ આપણી સમીપ રહેશે, આપણી અંદર વાસ કરશે, તથા આપણે તેની સાથે તથા તેની અંદર રહીશું. ભક્તિના આ માર્ગમાં તેનું મનન અને દર્શન, અર્થાત્ સર્વ પદાર્થમાં પ્રભુનું સતત ચિંતન, અને સર્વત્ર અને સદા તેનું જ દર્શન કરવાનો સાક્ષાત્કાર થવો, આવશ્યક છે. જ્યારે પાર્થિવ યાને સ્થૂલ પ્રકૃતિની વસ્તુઓને જોઇએ ત્યારે તેમની અંદર આપણે આપણા પ્રેમના વિષયને, અર્થાત્ પ્રભુને, જોવા જોઇએ. જ્યારે અન્ય માનવોને તથા બીજી સત્તાઓને જોઇએ ત્યારે તેમની અંદર આપણા પ્રેમના દિવ્ય પાત્રનાં આપણે દર્શન કરવાં જોઇએ. અને જ્યારે તેમની જોડે સંબંધ કરીએ ત્યારે આપણે અનુભવવું જોઇએ કે આપણે પ્રભુના જુદાંજુદાં સ્વરૂપોની જોડે જ સબંધમા આવી રહ્યા છીએ. જ્યારે પાર્થિવ જગતની મર્યાદાઓને ઓળગી જઇને બીજી ભૂમિકાઓમા રહેલાં સત્-સ્વરૂપો જોડે, કે વ્યક્તિઓ જોડે, સબંધ થાય ત્યારે પણ ઉપર જણાવેલ વિચાર તથા દર્શન આપણે બુદ્ધિમા પ્રત્યક્ષ કરવા જોઇએ આપણા પાર્થિવ મનની સાધારણ તથા સ્વસ્થ અવસ્થાની ટેવ એવી હોય છે કે પાર્થિવ અને દૃશ્યરૂપ તથા ખંડિત સબંધો પ્રત્યે ખુલ્લા થવુ, તથા માનવના અતરમાં પ્રભુનું જે બીજુ સ્વરૂપ આવી રહેલુ હોય તે જાણે છે જ નહિ એમ વર્તન કરવુ. એ ટેવને ઠેકાણે સર્વનો પોતાના પ્રેમાલિંગનમા સમાવેશ કરી શકે તથા સર્વગ્રાસી આનંદને પોતાનામા સમાવી દઇ શકે એવુ આ નવુ દૃષ્ટિબિંદુ સ્થાપન થવુ જોઇએ. સર્વદેવોમાં આપણે એ એક પરમ દેવનાં દર્શન કરવા જોઇએ. આપણા હૃદયથી અને સમગ્ર અતઃકરણથી જેને ભજીએ છીએ તે પ્રભુના જ સ્વરૂપો તરીકે આપણે દેવતાઓને જોઇશુ. આ પ્રમાણે

આપણી આધ્યાત્મિક દૃષ્ટિને વધારે ને વધારે વિશાળ બનાવતાં અંતે એવી અવસ્થા પ્રાપ્ત થશે જ્યારે "वासुदेवः सर्वम्"— "સર્વ પ્રભુમય જ" લાગશે અને પ્રભુના ચૈતન્યનો આનંદ જ જગત પ્રત્યે જોનારી આપણી દૃષ્ટિને સામાન્ય થઈ રહે છે. આ પ્રમાણે થતાં પ્રભુ જોડેના આપણા અદ્વૈતની વિરાટ—બહિર્મુખ, વિરાટ અવસ્થા સ્થાપન થાય છે.

## અંતરના સર્વે વ્યાપારોમાં પ્રભુની હાજરીનો અનુભવ; પ્રણય સંબંધનો ધીમે ધીમે ઉદય અને વિકાસ

અંતઃકરણમાં આપણા પ્રણયી પ્રભુની મૂર્તિ અંતઃચક્ષુને પ્રત્યક્ષ થવી જોઇએ, અને સાધકના અંતરને પોતાનું ઘર ગણી પ્રભુએ તેમાં વાસ કરવો જોઇએ, તથા તેની હાજરીની મધુરતાની સુવાસ સમગ્ર અંતઃકરણમાં વ્યાપી જવી જોઇએ. આપણા ચૈતન્યના ઉચ્ચમાં ઉચ્ચ શિખર ઉપર રહ્યો રહ્યો પ્રભુ આપણા સખા, ગુરુ અને પ્રણયી તરીકે મન તથા પ્રાણની સર્વે પ્રવૃત્તિઓનો અધિષ્ઠાતા બનશે, તથા ઉપરની ભૂમિકામાંથી પોતાના વિરાટ-સ્વરૂપ જોડે તે આપણને એકતા કરાવશે. પ્રભુ જોડે અંતરની અવ્યાહત—સતત આપલેનો આનદ ગાઢ અને સ્થાયી થઈ રહેવો જોઇએ. અને પ્રભુ સાથેની એ ચૈતન્યની આપલે કાંઇ અસાધારણ સામીપ્યની અને ભક્તિના આવેગની વિરલ ક્ષણોમાં જ, આપણે આપણાં નિત્ય કાર્યોથી દૂર હોઇએ અને આપણા અંતઃકરણમાં એકાગ્ર થયેલા હોઇએ ત્યારે જ, થઈ શકે એમ ન હોવું જોઇએ. આપણી માનુષી પ્રવૃત્તિઓનો સદંતર ત્યાગ કરીને જ તે આપવે થાય એ પણ બરાબર નથી. આપણા સર્વે વિચારો, આવેગો, ઊર્મિઓ તથા કર્મોને તેની અનુમતિ અથવા તો ઇન્કાર માટે પ્રભુ સમીપ

નિવેદન કરવાં જોઇએ. પરંતુ એટલી ઉચ્ચ સ્થિતિ કદાચ ન પ્રાપ્ત થાય તો પછી આપણી અભીપ્સાના ઘતરૂપે તે સર્વે પ્રભુને સમર્પણ કરવાં જોઇએ જેથી કરીને પ્રભુ આપણા અંતરમાં વધારે ને વધારે અવતરણ કરે અને એ સર્વે પ્રવૃત્તિઓમાં તેની હાજરી રહે, અને તેની તપ શક્તિવડે, તેની જ્યોતિ અને જ્ઞાનવડે, તેના પ્રેમ અને આનંદ સહિત પ્રભુ આપણા ચૈતન્યની સર્વે પ્રવૃત્તિઓમાં વ્યાપી રહે અંતમાં, આપણા સર્વે વિચારો, ઊર્મિઓ, આવેગો તથા કર્મો સર્વે પ્રભુમાંથી ઉદ્દ્ભવશે અને તેમના દિવ્ય મૂળમાં રૂપાંતર પામી જશે. આપણા સમગ્ર અંતઃકરણમાં આપણે પ્રભુના જ અંશ છીએ એ ભાન જાગ્રત રહેશે; અને અંતમાં, આપણા સેવ્ય પ્રભુમાં અને આપણા જગત જીવનમાં કશો પણ તફાવત નહિ રહે. તે જ પ્રમાણે સર્વે ઘટનાઓમાં પણ આપણા પ્રણયીનો આપણા તરફનો વ્યવહાર જણાશે, અને તેમાં આપણને એટલો આનંદ મળશે કે શોક અને દુઃખ, તથા શારીરિક દર્દ પણ પ્રભુની બક્ષીસ જેવુ લાગશે અને આનંદમા પરિણત થઈ જશે. અને પ્રભુના સ્પર્શના ભાનને લીધે દુઃખની લાગણી સમૂળગી નાશ પામીને આનંદમાં લય થઈ જશે, કારણકે તેના હસ્તનો સ્પર્શ એ ચમત્કારિક રૂપાંતર કરનાર કિમિયાગર હોય છે જીવન શોક-ભર્યું તથા દુઃખમય છે તેથી કેટલાક તેનો ત્યાગ કરે છે, પરંતુ પ્રભુભક્તને શોક અને દુઃખ બને પ્રભુને મળવાના સાધનો થઇ રહે છે,— તેના દબાણની નિશાનીરૂપ બની રહે છે, અને અંતે, વિરાટ-આનંદનો દુઃખ અને શોકરૂપી વેશપલટો અશક્ય બને એટલે સુધી આપણું પ્રભુ સાથેનુ અદ્વૈત પરિપૂર્ણ થાય છે. ત્યાર પછી તે પણ બંધ પડે છે— આનંદમા રૂપાંતર પામી જાય છે.

## પ્રભુ જોડે ભક્તના સબધો, તેને સમર્પણ કરવાનાં પરિણામ

પ્રભુ સાથેનુ અદ્વૈત જે સબધોવડે અનુભવાય એ સર્વે સબધો ઘણા જ આનદપૂર્ણ અને ગાઢ, અગત સબધો બની રહે છે સર્વે પ્રકારના સબધોને જે અતિમ સબધ પોતાનામા ધારણ કરે છે અને એકસૂરતા પ્રાપ્ત કરાવે છે, તે પ્રણયી અને પ્રિયાનો સબધ છે એ સબધ સૌથી વધારે અગત અને આનદપૂર્ણ હોય છે, અને અન્ય સર્વેને પોતાની તીવ્રતામા સમાવી દેતો હોવા છતા તેમનાથી પર છે પ્રભુ આપણો ગુરુ છે, માર્ગદર્શક છે, અને તે આપણને જ્ઞાન પ્રાપ્ત કરાવે છે આપણા અતરમા જ્ઞાનની જ્યોતિનો તથા દર્શનનો વિકાસ થતો હોય છે તેમા પગલે પગલે આપણા મનરૂપી નરમ માટીને આકાર આપતો તેનો હસ્તસ્પર્શ આપણે અનુભવીએ છીએ અને તેના સાદને — સત્ય પ્રકટ કરતા તેના શબ્દને આપણે અંતરમા સાભળીએ છીએ તે આપણી અદર વિચાર જાગ્રત કરે છે અને આપણે તેના પ્રેમનો પ્રત્યુત્તર આપીએ છીએ, તેની જ્ઞાનજ્યોતિરૂપી વિદ્યુતના ભાલાનો ચમકાર થતા આપણામા રહેલ અજ્ઞાનનો અધકાર દૂર સરી જાય છે ખાસ કરીને, જેટલા પ્રમાણમા મનોમય ભૂમિકાની ખડ જ્યોતિ વિજ્ઞાનના પૂર્ણ જ્યોતિર્મય જ્ઞાનસૂર્યમા રૂપાતર પામી જાય છે,— પછી તે રૂપાતર ગમે તેટલા થોડા પ્રમાણમા ભલે થયલુ હોય,— તેટલા પ્રમાણમા આપણુ મન દિવ્ય – ભાગવત મનમા રૂપાતર પામી ગયલું લાગે છે, અને આપણા અતરમા પ્રભુ પોતે જ 'મનીષી' તથા 'દ્રષ્ટા'— ક્રાતદર્શી બને છે ત્યાર પછી આપણે પોતાને ખાતર વિચાર કરવાની તથા જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયા આપણે કરતા નથી, પરતુ પ્રભુ આપણને જે વિચાર કરાવે છે તેનુ જ

ચિંતન કરીએ છીએ, તથા આપણે માટે તે જે જુવે છે તેનું જ આપણે દર્શન કરીએ છીએ. અને છેવટે ગુરુની કૃતકૃત્યતા તરીકે "પ્રણયી" પ્રકટ થાય છે. આપણા સમગ્ર મનોમય-સત્‌ના ઉપર તે પોતાનો હસ્ત મૂકે છે, તથા તેને ભેટે છે, તેને પોતાનુ બનાવી તેનો ઉપભોગ તથા ઉપયોગ કરે છે.

## સેવ્ય સેવકથી ઉચ્ચ પ્રકારના પ્રેમ સંબંધોનો ભક્તિમાં ઉદય

પ્રભુ આપણો સ્વામી છે — માલિક છે. પરંતુ આપણે જે ભક્તિના માર્ગનુ પ્રતિપાદન કરીએ છીએ તેમાં આપણી અને પ્રભુ વચ્ચેનું અંતર તથા ભેદ, સર્વે પ્રકારની અતિમાનની લાગણી કે 'અહોભાવ, ભય તથા કેવળ આજ્ઞાપાલનની વૃત્તિ દૂર થઇ જાય છે, કારણકે એ ભાવો હવે વધારે સમય ટકી ન શકે એટલી ગાઢ સમીપતા આપણે અનુભવીએ છીએ. અને આપણો પ્રણયી આપણા સમગ્ર અંતઃકરણને પોતાના હાથમાં લે છે, તેના પ્રત્યેક કરણમાં વ્યાપી જાય છે તથા તેનો ઉપયોગ કરે છે; ટૂંકામાં, પોતાની મરજીમાં આવે તે પ્રમાણે તે વર્તન કરે છે. આજ્ઞાંકિતપણું એ સેવકની નિશાની છે, પરંતુ એ તો આ દિવ્ય સંબંધની છેક પ્રારંભની દશા ગણાય. જ્યારે આપણે વિકાસ પામીએ છીએ ત્યારે આપણે કેવળ આજ્ઞા પાળતા નથી, પરંતુ પ્રભુની દિવ્ય તપ શક્તિ પ્રમાણે આપોઆપ જ વર્તીએ છીએ,— જેમ કોઈ ઉસ્તાદની અંગુલિના સ્પર્શને વીણાના તાર પ્રત્યુત્તર આપે છે તેમ. આ પ્રમાણે પ્રભુના કરણ થઇ રહેવું એ આત્મસમર્પણની અને શરણાગત ભાવની વધારે ઊંચી અવસ્થા છે. પરંતુ માનવ એ તો જીવંત અને ભક્તિપૂર્ણ કરણ છે; અને જ્યારે અંતિમ સાર્થકતા

પ્રાપ્ત થાય છે ત્યારે ભક્તની સમગ્ર પ્રકૃતિ પ્રભુની સેવક થઈ રહે છે, તથા પ્રભુ પોતાને ધારણ કરી રહેલો છે તથા પોતે પ્રભુનો સેવક છે એ ભાન થતાં માનવને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે. પ્રભુની તપઃશક્તિ જેમ ચલાવે છે તેમ માનવ ઊલટભેર ચાલે છે તથા સવાલ કરતો જ નથી; પ્રભુ ઇચ્છે તે સઘળું તે સહન કરે છે કારણકે પોતે જે સહન કરતો હોય છે તે પોતાના આશક તરફથી આવતું હોય છે.

## સખ્ય, સહાયક, ત્રાતા, સારથિ, નેતા, પ્રણયી રૂપે પ્રભુ

પ્રભુ સખા છે, તે મંત્રી છે, સહાયક છે; અને સંકટ તથા દુઃખમાંથી ત્રાતા પણ તે છે; તે રક્ષણહાર છે, આપણા સર્વે યુદ્ધો લડનાર શૂરવીર યોદ્ધો પણ તે છે, આપણે એની ઢાલની રક્ષા તળે યુદ્ધ કરીએ છીએ; તે આપણો સારથિ છે, આપણી જીવન-નૌકાનો સુકાની છે. તે મિત્ર અને સનાતન સખા છે — જીવનની લીલામાં ખેલનાર આપણો ભિલ્લુ છે. પરંતુ આ બધા સંબંધોમાં એક પ્રકારનો — ભલે આપણને તે ભેદ આનંદદાયક લાગતો હોય — અંતરાય રહેલો હોય છે. અને મૈત્રી કે સખાભાવ પણ પ્રભુની ઉપકારિતાના ભાવમાં ગૌણ થઇ જાય છે. પ્રણયી આપણને ઘા કરી શકે છે, જખમ કરી શકે છે, આપણો ત્યાગ કરી શકે છે, આપણા ઉપર ગુસ્સો કરે છે, આપણને દગો દે છે એમ પણ દેખાય — તે છતાં આપણો પ્રેમ સ્થાયી રહે છે, અને ઊલટો આવા વિરોધોથી વૃદ્ધિ પણ પામે છે. આ વિરોધોને લઇને પુન-ર્મિલનના આનંદમાં ઘણો વધારો થાય છે, તથા પ્રણયીની પ્રાપ્તિના આનંદમાં પણ ઉમેરો થાય છે. એ વિરોધોવડે પ્રણયી આપણો મિત્ર પણ રહે છે, અને અંતે આપણને માલૂમ પડે છે કે આપણી

પ્રકૃતિ જોડે જે કોઇ પ્રકારનો વ્યવહાર તેણે કરેલો છે તે સઘળો આપણા આત્માની પૂર્ણતાને ખાતર તથા આપણા અંતરમા પ્રભુને જે આનંદ થાય છે તેને ખાતર આપણા પ્રણયી અને સહાયક રૂપે પ્રભુ તરફથી જ કરવામા આવેલ છે આવા વિરોધો ઊલટા વધારે ગાઢ સામીપ્ય પ્રકટાવે છે. પ્રભુ આપણા અંતરાત્માનો પિતા તથા તેની માતા પણ છે, તેનું આદિ કારણ અને રક્ષણકર્તા હોઈ તેનું લાલન કરનાર વહાલસોઇ માતારૂપે તે આપણી સર્વે કામનાઓ પૂર્ણ કરે છે. આપણને અતિ પ્રિય વત્સ—બાળક જેવો પણ લાગે છે અને આપણે તેને ઉછેરીએ છીએ આ બધા સબંધો પ્રણયીના સબધમા આવી જાય છે, એ પ્રેમના ગાઢ અદ્વૈતમા માતા અને પિતાની કાળજીનો સમાવેશ થઇ જાય છે, અને જ્યારે જરૂર પડે ત્યારે તે પ્રત્યક્ષ દેખાય છે સર્વે પ્રકારના સબધો પ્રણયના વિવિધતાભર્યા અને સૌથી ઊડા સબધમા એકતાને પ્રાપ્ત કરે છે

## ગુરુ, સખા તથા પ્રણયીના સંબંધનો પ્રારંભથી ઉદય

તદ્દન શરૂઆતથી પણ એ મધુરભાવ—પ્રણયી અને પ્રિયતમાનો સબધ સ્થાપન કરી શકાય છે પરંતુ ભક્તિમાર્ગના કેટલાક સાધનમાર્ગોની પેઠે પૂર્ણયોગમા તેનુ અનુસરણ અન્ય સર્વેને બાતલ કરીને નહિ કરવામા આવે શરૂઆતથી જ તેનામા બીજા સબધોના રગની છાટ હાજર હશે કારણકે પૂર્ણયોગનો સાધક જ્ઞાન તથા કર્મને પણ અનુસરતો હોઈ તેને ગુરુ, સખા તથા માલિકની પણ જરૂર પડતી હોય છે સાધકમાં પ્રભુના પ્રેમનો જેમજેમ વિકાસ થાય તેમતેમ પ્રભુના દિવ્ય સ્વરૂપના જ્ઞાનનો પણ વિસ્તાર વધવો જોઇએ, તથા સાધકના અંતરમા તથા જીવનમાં

દિવ્ય તપ શક્તિનુ કાર્ય પણ વધવુ જોઇએ આપણા પ્રણયી તરીકે પ્રભુ પોતાની જાતને પ્રકટ કરે છે, અને આપણા જીવનને તે પોતાના હાથમા લે છે છતા પણ મુખ્ય સબધ પ્રેમનો જ રહે છે પ્રેમ — તીવ્ર આવેગમય, પરિપૂર્ણ, સેકડો રસ્તે પોતાની સાર્થકતા શોધતો પ્રેમ, પરસ્પરપ્રાપ્તિના હરેક ઉપાયનો આશ્રય લેતો તથા પ્રણયીઓના મિલનના આનદના અનત સ્ફટિકો સમો પ્રેમ, સર્વવિજયી બિરાજતો જણાશે મનના ઉત્પન્ન કરેલા સર્વે ભેદો, સર્વે અતરાયો અને "આ તો થઇ શકે નહિ" એવા અશક્યતાના ઉદ્‌ગારો, બુદ્ધિના પ્રાણહીન પૃથક્કરણો વગેરે સર્વેની આ દિવ્ય પ્રેમ મશ્કરી કરે છે, અથવા તો પ્રણયીના મિલનની પરીક્ષા પછી ક્ષેત્ર કે દ્વાર તરીકે તેમનો ઉપયોગ કરવામા આવે છે અને સર્વે ક્રિયાઓ એ પ્રેમમાથી જ ઉદ્‌ભવે છે આ પ્રેમ અનેક રૂપે આપણી સમીપ આવે છે પ્રણયીરૂપ પ્રભુના સૌંદર્ય પ્રત્યે આકર્ષણને રૂપે તે પ્રથમ આવે છે, અથવા તો કોઇ આદર્શ મુખમુદ્રાનુ દર્શન થતા પ્રેમ જાગ્રત થઇ ઊઠે છે, પ્રભુની કોઈ મૂર્તિનુ દર્શન થતા તે પ્રેમ અનુભવાય છે કેટલીક વાર જગતમા આની રહેલા હજારો પદાર્થોની પાછળ રહેલ પ્રભુ પોતે ગૂઢ સૂચના આપણને કરે છે જેને પરિણામે પણ આપણામા પ્રેમ પ્રકટે છે કેટલીક વાર હૃદયમા ધીમેધીમે યા તો ઓચિતી જ એવા પ્રેમની જરૂરિયાત ઊભી થઈ જાય છે, અતરાત્માને એક પ્રકારની અસ્પષ્ટ તૃષા લાગે છે અને પ્રેમ જાગ્રત થાય છે કોઈ વાર આપણી આજુ બાજુ આવી રહેલી કોઇ પ્રેમભરી સત્તા આપણને તેના પ્રત્યે આકર્ષી રહી છે એમ લાગે છે, અથવા તો, તે આપણી પાછળ પાછળ ફરે છે એમ પણ લાગે છે જગતમા કોઈ આનદમય અને સૌંદર્યમય સત્તાનું ભાન આપણને થાય છે અને આપણને તેને

શોધી કાઢવાની અનિવાર્ય જરૂરિયાત જણાય છે આમ અનેક રૂપે પ્રેમ સાધકમા પ્રથમ પ્રકટે છે

## પ્રેમનો ઉદય છતાં વચગાળાનાં દુ ખો, દિવ્ય પ્રણયની અન ત વિવિધતા

આપણે તીવ્ર અનુરાગપૂર્વક પ્રભુ માટે શોધ કરીએ તથા ત્યાર પછી અદ્દષ્ટ પ્રણયીની પાછળ જઈએ એમ પણ બને પરતુ આપણે તેનો વિચાર પણ ન કરતા હોઈએ એવી સ્થિતિમા પ્રણયવેગે પ્રભુ આપણી પાછળ આવે અને જગતના સામાન્ય જીવનની વચમા આપણને પકડી પાડે અને પોતાના બનાવી દે, — શરૂઆતમા આપણી મરજી હોય કે ન હોય તો પણ વળી આપણી સમીપ તે પ્રથમ દુશ્મનનો પહેરવેશ લઈને પણ આવે, યા તો પ્રેમના રોષપૂર્વક આવે, અને તેની સાથે આપણો પ્રથમ સબધ યુદ્ધ અને કલહનો પણ હોય એ બનવાજોગ છે વળી પ્રભુ અને અ તરાત્માની વચ્ચે આરભથી જ પ્રેમનો સબધ થયો હોય ત્યા પણ ઘણા લાબા કાળ સુધી એ સબધમા ગેરસમજૂતી, ખોટુ લાગવાનુ, ઈર્ષ્યા તથા માન (પ્રણયકોપ) આવ્યા કરે, પ્રેમના ઝઘડા અને વિરોધો થાય, આશા અને નિરાશાના પૂર વહે, ગેરહાજરી અને વિરહની વેદના જાગે આમ આપણા ચિત્તના સર્વે આવેગો આપણે પ્રભુના પ્રત્યે નાખીએ છીએ અને છેવટે તે સર્વે વિશુદ્ધ થઈ જાય છે અને અદ્વૈત તથા આન દની પરા કાષ્ઠાનો અનુભવ જ બાકી રહે છે પરતુ એમા પણ પુનરુક્તિની શુષ્કતા નથી લાગતી દિવ્ય પ્રેમના આન દની સનાતન વિવિધતા તથા સપૂર્ણ એકતાનું વર્ણન કરવુ એ માનવની વાચાને માટે અસભવિત કાર્ય છે આપણા ઉપરના તથા નીચેના સર્વે કરણો

તેનાથી પરિપ્લાવિત થઇ જાય છે,— અંતરાત્મા તેમજ મન તથા શરીર પણ — સ્થૂલ શરીર પણ — એ આનંદમાં ભાગ લે છે. તે પણ પ્રભુનો સ્પર્શ અનુભવે છે, તથા તેની નાડીઓ, શિરાઓ અને સર્વે અવયવો આનંદના રોમહર્ષથી ભરાઇ જાય છે, અમૃતથી પૂર્ણ બની જાય છે. પ્રેમ અને આનંદ એ અસ્તિત્વના છેવટના શબ્દો છે: રહસ્યોમાં પણ ઉત્તમોત્તમ રહસ્ય છે, ગૂઢમાં પણ ગૂઢતમ ઘટના છે. ૬

## વિરાટ સાથેના અદ્વૈત પછી પરાત્પર પ્રભુ સાથેનું અદ્વૈત: ભક્તિમાં મુક્તિઓનો સાક્ષાત્કાર

આ પ્રમાણે જ્યારે વિરાટ સાથે અદ્વૈત કરીને તેને અંગત સ્વરૂપ ધારણ કરાવી તેની તીવ્રતામાં વધારો કરી તેને સર્વવ્યાપી, સર્વગ્રાહી તથા સર્વ સાર્થકતાને સિદ્ધ કરનાર તરીકે સ્વીકારવામાં આવે છે ત્યારે પ્રેમનો માર્ગ મુક્તિદાયક બને છે. આ સાધનાની ઉચ્ચતમ કોટિ એટલે પરાત્પર સાથે અદ્વૈત. પરંતુ પ્રેમને તો સંપૂર્ણ અદ્વૈતમાં મુક્તિ જડે છે. પ્રેમમાં 'મુક્તિ'નો બીજો અર્થ જ નથી હોતો. એમાં સર્વે મુક્તિઓનો સમાવેશ થઇ જાય છે. વળી એ મુક્તિના પ્રકારો એકબીજાથી અલગ કે એકની પાછળ બીજી એમ અનુક્રમમાં ગોઠવાયલા પણ નથી હોતા. પ્રભુનું માનવના આત્મા જોડે સંપૂર્ણ-નિરપેક્ષ અદ્વૈત — સાયુજ્ય હોય છે, અને એ સાયુજ્યમાં અહીં જે જે વસ્તુઓ ભેદના ઉપર આધાર રાખે છે તેની અંદર રહેલી વાસ્તવિકતા આપણને જણાય છે. વળી એ ભેદ પણ અભેદનું જ એક સ્વરૂપ હોય છે. તથા પ્રભુની પ્રત્યક્ષ હાજરીનો તથા તેના સ્પર્શનો આનંદ તથા હાજરીનો આનંદ એમ સામીપ્ય અને સાલોક્ય મુક્તિ અનુભવાય છે. એકબીજામાં

પરસ્પર પ્રતિબિંબ પડવાને લીધે ઉપજતો સાદૃશ્ય મુક્તિનો આનંદ પણ ભક્તને મળે છે. એ સિવાય પણ એવી આશ્ચર્યકારક વસ્તુઓ એ અનુભૂતિમાં હોય છે કે જેમને માટે હજુ ભાષામાં શબ્દો નથી. ભક્તથી ન પ્રાપ્ત થઇ શકે, તેના ગજાબહારનું હોય, એવું કશું જ નથી હોતું, કારણકે પ્રભુરૂપી પ્રણયીનો તે માનીતો હોઇ પોતાના પ્રણયી સ્વરૂપ જ બની રહે છે.

*